॥ श्रीहरिः ॥



# श्रीमद्भगवद्गीता.

## भगवत्संबोधिनी टीका



रचनार

पं० रमानाथ शास्त्री

———:०:———

कर्नाटक प्रेस मुंबई.

---

न्योछावर १)

પુસ્તક મલવાના ઠેકાણા—

**ભટ્ટ શ્રીવ્રજનાથ શર્મા**

કૃષ્ણનિકેતન બડામંદિર, **બમ્બઇ.**

પં. ભટ્ટ ગૌરગોપાલ શર્મા—શ્રીબાલકૃષ્ણ પુસ્તકાલય—**બમ્બઇ.**

પં. ચુન્નીલાલ કૃષ્ણાશંકર, બુકસેલરબડા, મંદિર—**બમ્બઇ.**

પં. ચિમનલાલ શાસ્ત્રીજી—લાલબાવાનું મંદિર—**બમ્બઇ.**

મુખિયાજી શ્રીગોકુલદાસજી શાસ્ત્રીજી
શ્રીમથુરેશ પાઠશાળા—**કોટા.**

પં. ઉદ્ધવજી કાન્હજી શાસ્ત્રી
શ્રીગોકુલનાથ પાઠશાળા—સાહૂકાર પેઠ મદન મોહનજી
મંદિર—**મદ્રાસ.**

**પ્રકાશક:—રમાનાથ શર્મા** શ્રી બાલકૃષ્ણ પાઠશાલા
**અધ્યાપક મુંબઇ ૨.**
**પ્રિંટર:—મંગેશ નારાયણ કુળકર્ણી,** કર્નાટક પ્રેસ,
**૪૩૪ ઠાકુરદ્વાર, મુંબઇ.**

॥ श्रीहरिः ॥

## स्मरण.

वेदो वेदो[illegible]ण्यमरपरिवृढाराधनं ज्ञानपूर्वं
तच्च ब्रह्मैव सर्वं न खलु पुनरसत्कर्मणां यत्फलं च।
इत्थं कृष्णास्य! यत्ते मतमतिसुलभं त्वत्पदप्रेमभाजां
न्यस्तं वस्तु त्वदीयं तव पदकमले तद् गृहाण प्रसीद॥१॥

છ અંગ અને ઉપનિષદ સાથે ચારે વેદો, ત્રૈવર્ણિક વૈષ્ણવોને જાણવા જોઇયે અને નિત્ય જ્ઞાનપૂર્વક પ્રભુની નવધા ભક્તિ અથવા તનુજા સેવા કરવી જોઇયે. સેવાના અનવસરમાં વેદોક્ત કર્મો પણ જ્ઞાનપૂર્વક કરવાં જોઇયે. કારણ કે વેદ કર્મ સેવા વિગેરે અને તેનું ફલ એ બધું બ્રહ્મરૂપ છે, સત્ય છે, અસત્ય નથી. હે શ્રીકૃષ્ણમુખારવિન્દ સ્વરૂપ શ્રીવલ્લભાચાર્ય આ બધું આપનું મત છે, પણ તે આપના ચરણમાં શ્રદ્ધા અને સ્નેહ રાખનારને સુલભ છે અને તે આ બધું આપનું મત મેં આ 'ભગવદ્ધર્મબોધિની' ગીતાની ટીકામાં પ્રકાશિત કર્યું છે. આપની વસ્તુ આપનેજ ભેટ કરી છે, એને ગ્રહણ કરીને મ્હારા ઉપર એવી કૃપા કરો કે આપના ચરણની ગુણાનુરક્તિ કાલ-વિક્ષેપોથી છુટે નહી.

**रमानाथ शर्मा.**

श्रीबालकृष्ण पाठशालाध्यापक-**मुम्बई.**

॥ શ્રીહરિઃ ॥



# શ્રીમદ્ભગવદ્ગીતાનું તાત્પર્ય !!



કોઇ પણ ગ્રંથમાં પ્રતિપાદ્ય વિષયને જાણવા માટે શાસ્ત્ર-કારોએ કેટલાક નિયમો બતાવ્યા છે.

**उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वताफले ।**
**अर्थवादोपपत्ती च लिङ्गं तात्पर्यनिर्णये ॥**

**ઉપક્રમોપસંહાર**—જે વાતને લઇને ગ્રંથનો પ્રારમ્ભ કર્યો હોય, અને તેજ વાતને લઇને જો સમાપ્તિ કરી હોય તો જાણવું જોઇયે કે ગ્રંથનું તાત્પર્ય તેજ વિષય ઉપર છે.

**અભ્યાસ**—ગ્રંથમાં જે વિષયને વારંવાર ચર્ચ્યો હોય, તો નિશ્ચય છે કે ગ્રંથનું તાત્પર્ય તેજ વિષયમાં છે.

**અપૂર્વતા**—ગ્રંથમાં જે વાત નવીન હોય તો જાણી લેવું કે ગ્રંથનો ઉદ્દેશ તેજ છે.

**ફલ**—જે વાત ગ્રંથમાં કહી હોય તેના અનુસારે જો ફલ પણ થાય તો સમઝીલેવું કે તેજ ગ્રંથનું તાત્પર્ય છે.

**અર્થવાદ**--ઇતિહાસ પણ તેજ વિષયને ટેકો આપતો હોય તો જાણવું કે ગ્રંથમાં તેજ વિષય છે.

**ઉપપત્તિ**--યુક્તિઓથી પણ તેજ વાત સિદ્ધ થતી હોય તો સમજવું કે તેજ વિષય ગ્રંથનો છે.

**ઉપક્રમ**--ભગવદ્ગીતાનો પ્રારંભ ભક્તિમાર્ગથી થાય છે. ગુરુને અથવા પ્રભુને શરણે જવું તે ભક્તિમાર્ગનો પગ્ર પ્રારમ્ભ છે. દ્વિતીયાધ્યાયના સાતમાં શ્લોકમાં અર્જુને શિષ્યભાવથી શ્રીકૃષ્ણનું શરણ ગ્રહણ કર્યું છે, માટે ગીતાનો ઉપક્રમ ભક્તિમાર્ગથી થાય છે.

**ઉપસંહાર**--ભક્તિમાર્ગના સિદ્ધાન્તના અનુસારેજ ભગવદ્ગીતાની સમાપ્તિ થાય છે. પ્રભુની આજ્ઞા પ્રમાણે ચાલવું તે ભક્તનું કર્તવ્ય છે, આ ભક્તિમાર્ગનો સિદ્ધાન્ત છે. અને તેના અનુસારે અર્જુને છેલીવાર શ્રીકૃષ્ણને હાથ જોડીને પ્રાર્થના કરી છે કે '**करिष्ये वचनं तव**' 'આપની આજ્ઞા પ્રમાણે હવે કરીશ.'

અથવા, સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને પ્રભુનું શરણ લેવું તે ભક્તિમાર્ગનો ખરો સિદ્ધાન્ત છે, અને ગીતાના અન્તમાં પ્રભુએ અર્જુનને '**सर्वधर्मान्**' આ શ્લોકથી તેજ ઉપદેશ કર્યો છે, માટે ઉપસંહાર પણ ભક્તિમાર્ગમાંજ છે.

**અભ્યાસ**—દરેક અધ્યાયમાં શબ્દોથી અથવા તાત્પર્યથી ગીતામાં પુનઃપુનઃ ભકિતમાર્ગનુંજ નિરૂપણ છે. માટે ભકિત માર્ગનો અભ્યાસ હોવાથી ગીતાનું તાત્પર્ય ભકિતમાર્ગમાંજ છે.

જેમકે--અધ્યા--૨--શ્લો૦ ૪૫, ૫૫, ૬૧, ૬૪, ૭૦, ૭૨, અ-૩-૯, ૧૩, ૧૫, ૧૭, ૩૦,-અ-૪- ૧૦, ૧૧, ૨૩,-અ-૫-૧૦ ૧૭, ૨૦, ૨૪, ૨૯-અ-૬-૬, ૧૪, ૧૮, ૨૦ ૩૦, ૩૧-અ-૭-આખો અ-૮- ૯, ૧૦, ૧૧, અથવા આખો-અ-૯-આખો. અ-૧૦-આખો. અ-૧૧-આખો. અ-૧૨-આખો. અ-૧૩-૧ થી ૧૮ સુધી, ૩૧,-અ-૧૪-૨, ૨૬, ૨૭,-અ-૧૫-આખો. અ-૧૬-૧થી, ૩ સુધી-અ-૧૭-૪, ૧૪,-અ-૧૮-૨૦, ૫૨, ૫૪ થી સમાપ્તિ સુધી. આવી રીતે ગીતામાં અભ્યાસ પણ ભકિતનુંજ છે.

**અપૂર્વતા**—વેદ અને વેદાનુસાર શાસ્ત્રોમાં કર્મ, જ્ઞાન અને ભકિત આ ત્રણેનું વર્ણન જુદું જુદું અને સ્પષ્ટ છે કયાંઇ કયાંઇ ત્રણેનું ઐકય પણ સૂચન કર્યું છે. પણ ગીતામાં ખાસ ત્રણેનું ઐકય સ્પષ્ટરીતે વર્ણવ્યું છે. બધાશાસ્ત્રની સંગતિ બેસી જાય તેવી રીતે કર્મ, અને જ્ઞાન, બન્ને ભકિતના અંગ થઇ જાય છે કેવલ ભકિતનુંજ પ્રાધાન્ય ગીતામાં નવીન છે. આવી રીતે પૂર્વમાં કોઇ શાસ્ત્રમાં કર્યું નથી. માટે

અપૂર્વતાને લઇને પણ ગીતાનું તાત્પર્ય ભકિતમાર્ગમાંજ આવે છે.

**ફલ**—પ્રભુએ અર્જુનને અસુરસંહારરૂપ યુદ્ધની આજ્ઞા કરી, તે પ્રમાણેજ અર્જુને અસુરોનો સંહાર કરી પ્રભુની આજ્ઞા પાળી. અને પ્રભુની આજ્ઞાથી રાજ્યનો ભોગ પણ કર્યો. ભગવદીયને પ્રભુની આજ્ઞા શિવાય કશું કરવાનું હોયજ નહી. માટે ફલ પણ પ્રભુની આજ્ઞાનું પાલન રૂપ, ભકિતમાંજ આવ્યું, તેથી ગીતાનું તાત્પર્ય ભકિતમાંજ છે.

**અર્થવાદ**—જનક આદિ રાજર્ષિઓએ પણ પ્રભુને આધીન થઇ; શ્રીકૃષ્ણમાં અનુરક્ત થઇને કર્મો કર્યાં છે. અને આ વાત ગીતામાં સ્પષ્ટરીતે કહી છે, માટે ઇતિહાસથી પણ તાત્પર્ય ભક્તિમાર્ગમાંજ રહે છે.

**ઉપપત્તિ ( યુકિત )**—ભગવદ્ગીતામાં યુક્તિઓથી પણ ભક્તિમાર્ગનુંજ નિરૂપણ છે તે એમ—

દેહ ઇન્દ્રિય અન્તઃકરણ વાળા આ જીવને કર્મ કર્યા વિના ચાલતું નથી અને કર્મનો સ્વભાવ છે કે તે બન્ધન કર્યા શિવાય રહેતાં નથી, ત્યારે શું કરવું એમ જ્યારે મુંઝવણ પડે છે ત્યારે પ્રભુ ગીતામાં ત્હેની યુક્તિ બતાવે છે કે કર્મોને ભગવદ્ધર્મ કરીને કરો એટલે તે બન્ધન કરશે નહીં. અર્થાત્ ‘ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः लिप्यते न स

पापेन पद्मपत्रमिवाम्भसा ' બધા કર્મોનું પ્રભુમાં અર્પણ કરીને, આસકિત મુકીને, જે કર્મ કરે છે તે માણસ કર્મના ફલ પાપ પુણ્યથી બંધાતો નથી' આવી યુકિત ગીતામાં ઘણે ઠેકાણે કહી છે માટે ગીતામાં ભકિતમાર્ગનુજ વર્ણન છે.

આવી રીતે ગીતામાં ભગવદ્ધર્મનું નિરૂપણ છે આ વાત સ્પષ્ટરીતે જણાઇ આવે છે. ભગવદ્ગીતામાં ભકિતના શિવાય કશું છેજ નહીં એમ કહેવાનું અમારૂં તાત્પર્ય નથી, કિન્તુ જ્ઞાન, કર્મ, અને અષ્ટાંગ યોગ વિગેરે ભકિતનાજ અ‌ંગ છે અને પ્રધાનતાથી ગીતા ભગવદ્ધર્મરૂપ ભકિતનું પ્રતિપાદન કરે છે, એમ કહે વાનું છે. અને તે વાતની કોઇથી ના પડાયજ નહી.

' કેટલાક સંન્યાસમાર્ગિયો કહે છે કે ગીતાનું તાત્પર્ય સંન્યાસમાં છે. અથવા કેટલાક એમ કહેછે કે સંન્યાસ જેમાં છે તેવા માર્ગને ગીતા કહે છે.' પણ આ કહેવું તે લોગોનું ભુલ-ભરેલું છે. કોઇ ઠેકાણે ગીતામાં કર્મત્યાગ કહ્યોજ નથી. ભકિતમાર્ગમાં પણ કર્મનો સ્વરૂપતઃ ત્યાગ થઇ શકતો નથી. તેથી જે ભકિતમાર્ગમાં સાધનરૂપે સંન્યાસને રાખ્યો છે તે ભકિતમાર્ગ ગીતામાં નથી, કિન્તુ જે ભકિતમાર્ગમાં પ્રભુ-પ્રીત્યર્થે, પ્રભુની આજ્ઞા માનીને, પ્રભુને પોહોંચે તેવી રીતે, પ્રભુને સુખ થવા માટે, ફલાશા છોડીને શાસ્ત્રોકતકર્મો કર-વામાં આવે છે, અથવા જ્ઞાન થયા બાદ કિંવા પ્રભુભકિત

થયા બાદ પણ લોકને ઉત્તમ માર્ગે ચલાવવા માટે લોકસંગ્રહની ઇચ્છાથી અનાસક્ત થઇને જીવનપર્યન્ત કર્મ કરવાનું કહ્યું છે તે ભકિતમાર્ગ ભગવત્‌ગીતામાં નિરૂપિત છે. મોક્ષના સાધન તરીકે લેવાતા સંન્યાસની જે દુર્દશા છે તે લોકોનાં જાણવામાં છે એટલે તે વિષયમાં અમારે કંઇ કહેવાનું નથી. દેહેન્દ્રિયાદિ જેને છે તે મનુષ્ય કર્મનું સ્વરૂપતઃ ત્યાગ કરી શકેજ નહીં, પણ તેને પ્રભુમય બનાવી શકે છે. દેહેન્દ્રિયાદિને પણ પ્રભુમય બનાવી શકાય છે. કર્મમાત્રને પ્રભુમય બનાવી દેવું તેજ ભક્તિમાર્ગ અને પોતાનું કર્તવ્ય છે.

એક જનસમૂહ એમ માની બૈઠો છે કે ગીતાના ૭ ૭ અધ્યાયના ત્રણ ભાગ છે. એક એક ભાગમાં એક એક નિષ્ઠાનું વર્ણન છે. પેહેલા ૭ અધ્યાયના ભાગમાં કર્મનિષ્ઠાનું વર્ણન છે. દ્વિતીય ભાગમાં ભકિતનિષ્ઠાનું નિરૂપણ છે. અને તૃતીય ભાગમાં જ્ઞાનનિષ્ઠાનું વર્ણન છે. બીજા કેટલાક કહે છે કે આ ત્રણે ભાગોમાં '**तत्त्वमसि**' મહાવાકયનો અર્થ કહ્યો છે. પ્રથમ ભાગમાં 'ત્વં' પદનું નિરૂપણ છે. બીજામાં '**तत्**' પદનું વર્ણન છે. અને ત્રીજામાં બન્નેનું ઐકય કહીને ગીતાની સમાપ્તિ કરી છે. પણ ગીતામાં એવું કશું દેખાતું નથી. આવી કલ્પનાઓ બિલકુલ નિર્મૂલ છે. અર્જુનનો વારંવાર એવોજ પ્રશ્ન છે કે ' હે પ્રભુ મને એક નિશ્ચિત માર્ગ બતાવો જેનાથી મ્હારું

કલ્યાણ થાય.' જ્યારે અર્જુન એક નિશ્ચયાત્મક માર્ગને ચાહે છે ત્યારે તેના ઉત્તરમાં ચતુર શિરોમણિ પ્રભુ તેના મૂલ-પ્રશ્નની દરકાર કર્યા શિવાય અપ્રાસંગિક ત્રણ સ્વતન્ત્ર નિષ્ઠા-ઓનું નિરૂપણ કરવા બેસસે ? કદી નહીં. બીજા અધ્યાયમાં સંક્ષેપમાં સમગ્ર ગીતાનું તાત્પર્ય કહીને પછીના અધ્યાયોમાં વારંવાર દરેક ઠિકાણે ભગવદ્ધર્મોનુંજ નિરૂપણ છે. અને અઢારમાં અધ્યાયમાં કહેલા સિદ્ધાન્તનો પુનરવલોકન છે. નિગમન છે. દરેક ઠેકાણે સમબુદ્ધિ, નિષ્કામકર્મ, સર્વ પદા-ર્થનું બ્રહ્માત્મકપણું આદિ જ્ઞાનકર્મનું નિરૂપણ પણ ભગવ-દ્ધર્મના પોષણ તરીકે છે. માટે અંગ પ્રત્યંગ સહિત એક ભગવદ્ધર્મનુંજ ગીતામાં પ્રતિપાદન છે. યદ્યપિ કેટલાક ઠેકાણે શુદ્ધ પ્રેમાત્મક ભક્તિનું પણ સૂચન કર્યું છે તો પણ સ્ફુટ રીતિથી તો આરાધનાત્મક ભગવદ્ધર્મોનુંજ પ્રતિપાદન છે. ફલાત્મક ઉત્તમ ભક્તિ અનુગ્રહલભ્ય છે. સાધનોથી પ્રાપ્ત કરી શકાય એવી નથી, માટે તેવી ભક્તિ, શાસ્ત્રમાં આવી શકતી નથી. શુદ્ધ ભક્તિને માટે વિધિની જરૂર હોયજ નહી. તેનો ઉદ્દેશ માત્ર થઇ શકે. અનુવાદ માત્ર થઇ શકે. આજ્ઞા કે હુકમની પ્રેમમાં અપેક્ષા હોય નહીં. પ્રેમનું સ્વરૂપજ તેવું છે. માટે ગીતામાં સ્ફુટ રીતે સાંગોપાંગ ભગવદ્ધર્મોનુંજ પ્રતિપાદન છે.

ગીતામાં ઘણે ઠેકાણે પ્રભુને ઠેકાણે બ્રહ્મશબ્દ અને આત્મા-શબ્દ આવે છે, તેથી જ્ઞાનમાર્ગની ભ્રમણામાં પડવું નહીં.

ઉપનિષત્પ્રતિપાદ્ય પ્રભુને બ્રહ્મઆદિ શબ્દોથી ઓળખાવ્યા છે. ગીતા ઉપનિષત્ છે માટે તેમાં પ્રભુની જગ્યાએ બ્રહ્મ અને આત્માજ શબ્દ આવે તે ઠીકજ છે. પ્રભુ અનન્તમૂર્તિ છે, વિરુદ્ધ ધર્મોના આધાર છે, માટે તેમનું નામ બ્રહ્મ અને આત્મા થઇ શકે. માટે એક ભગવદ્ધર્મોનુંજ પ્રતિપાદન કરનારી શ્રીગીતા છે આ વાતને ધ્યાનમાં રાખીને ગીતાને ભણવું અને તેનો પાઠ કરવો.

'ભગવદ્ધર્મ એટલે શું' એમ જો કોઇને પ્રશ્ન થાય તો તેનું ઉત્તર એટલુંજ કે વેદની આજ્ઞાથી અથવા વેદ જેવા શાસ્ત્રની આજ્ઞાથી કરવામાં આવતું જે સત્કર્મ તેને ધર્મ કહે છે. અને જો તે ભગવત્સંબંધી થાય તો તે ભગવદ્ધર્મ કહેવાય છે. વેદની આજ્ઞા દરેક ત્રૈવર્ણિક ( બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય )ને માન્ય છે. અને વેદ કહે તે સર્વને માનવુંજ જોઇયે. વેદોના સાધનો દ્વારા ત્રૈવર્ણિકનો ઉદ્ધાર થઈ શકે પણ બીજા બધાનો ઉધ્ધાર થઇ શકે તેમ નથી. કારણ કે વેદ ભણવામાં ત્રણ વર્ણનોજ અધિકાર છે. માટે પ્રભુએ ખાસ અનુગ્રહ કરીને જીવ માત્રના ઉધ્ધાર થવા માટે પોતાની જ્ઞાનકલાના અવતાર શ્રીવ્યાસ દ્વારા શ્રીમદ્ભાગવત અને ગીતાનો પ્રાદુર્ભાવ કરાવ્યો. વેદમાં જેમ શ્રવણ આદિ નવધા ભકિત કહેલ છે, તેમ શ્રીમદ્ભાગવત અને ગીતામાં પણ કહી છે. તફાવત એટલુંજ કે વેદોક્ત શ્રવણા-

દિને ત્રૈવર્ણિકજ કરી શકે પણુ ભગવચ્છાસ્ત્ર ( ભા. ગી. )માં કહેલા શ્રવણાદિને બ્રાહ્મણથી લઇને શૂદ્રપર્યન્ત સર્વ વર્ણ કરી શકે છે. માટેજ પ્રભુએ ગીતામાં આજ્ઞા કરી છે કે( **किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा**' ) તો પછી પવિત્ર બ્રાહ્મણો અને ભકત રાજર્ષિઓ હોય તો શુ કહેવું ?

ભકિતશબ્દ, અસલમાં શ્રીકૃષ્ણમાં પ્રગાઢ પ્રેમ થયા બાદ પોતાના સ્વભાવથી કરવામાં આવતી નવધા ભકિત અથવા તનુજા સેવાને કહેનાર છે. માટેજ કહ્યું છે કે ' स्नेहोत्पत्त्यनन्तरं स्वव्यसनतः स्वतन्त्रपुरुषार्थत्वेन क्रियामाण उत्तमः पुष्टिभक्तिरूपः श्रवणादिः ' । भ. हं.

પ્રભુમાં પ્રેમ થયાની પહેલાં સ્નેહ થવા માટે કરવામાં આવતી ભકિતમાર્ગીય ( ભાગવત ગીતામાં કહેલા ) શ્રવણ કીર્તન આદિ નવધા ભકિત, કિંવા તનુજા સેવા પણ પ્રેમનું સાધન હોવાથી ભકિતશબ્દથી કહેવાય છે. સાધનરૂપે કરેલું શ્રવણાદિ પણ સાધ્ય સાધનનું ઐકય લઇને ભકિત કહી શકાય છે.

મુમ્બઇથી કોઇ પોતાના દેશ જતો હોય તો કહે છે કે 'ઘેરે જઇયે છીયે' અહિયાં સાધ્ય છે ઘરમાં પ્રવેશ, તે જ્યાં સુધી ન થાય ત્યાંસુધી વિકટોરિયામાં બેસવું ટિકિટ ખરીદવો વિગેરે ઘણાં સાધનો કરવા પડે છે અને બાકી છે, તો પણ

સાધ્ય સાધનનું ઐકય કરીનેજ કહેવામાં આવે છે કે 'ઘેર જઇયે છીયે'. તેવી રીતે ભકિતનાં સાધનમાં પણ ભકિતશબ્દ વપરાય છે. પ્રભુપ્રેમના માટે કરવામાં આવતા ભકિત શાસ્ત્રોકત શ્રવણ કીર્તન આદિનેજ મુખ્ય ભગવદ્ધર્મ કહે છે. અને આખી ભગવત્ગીતામાં પ્રભુને માટે કરવામાં આવતા આવા ભગવધ્ધર્મોનુંજ વિવેચન છે. તેનાજ અંગ તરીકે યોગ આદિનું પણ વર્ણન છે. ભકિત અથવા ભગવદ્ધર્મોને જે મુખ્યત્વે કરીને વર્ણવે તેને ભકિતશાસ્ત્ર કહે છે. તેથી ગીતા ભક્તિ શાસ્ત્ર છે.

લો. મા. શ્રીમાન્ મિલક મહાશય જોકે એમ કહે છે કે 'ગીતામાં કેવલ ભકિતનું નિરૂપણ નથી' તોપણ બીજા બધા ઠેકાણે એમ પણ કહે છે કે 'ભકિતપ્રધાન જ્ઞાનમૂલક કર્મયોગ પ્રતિપાદક ગીતા શાસ્ત્ર છે'. આ વાકય પણ ખરી રીતે જોઇયે તો એમજ કહે છે કે 'ગીતામાં ભકિતનું અથવા ભગવદ્ધર્મોનું પ્રધાન નિરૂપણ છે.'

ભકિતમાર્ગીય શાસ્ત્રમાં કહેલા શ્રવણ કીર્તન આદિ ભકિત જો પ્રભુ માટે કરવામાં આવે તો તે ભગવદ્ધર્મ કહેવાય છે, એટલુંજ નહીં પણ વેદોક્ત શ્રવણ આદિ, યોગ આદિ, યજ્ઞ-આદિ વ્રતઆદિ, અને વળી ખાવું પીવું સોવું શત્રુને મારવું વિગેરે લૌકિક કર્મો પણ જો પ્રભુને માટે કરવામાં આવતા

હોય તો તે ભગવદ્ધર્મ થઇ જાય છે. અને તે વાતને પ્રભુ પોતે શ્રીમુખથી કહી છે.

**'यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् । यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मद०**

અઢારમાં અધ્યાયમાં અર્જુને ત્યાગ અને સંન્યાસનું તત્વ જાણવા માટે પ્રશ્ન કર્યો ત્યારે ૪૯ શ્લોક સુધી તેનું ઉત્તર આપ્યું. અને એમ પણ કહ્યું કે 'આવા સંન્યાસથીજ નૈષ્કર્મ્યે સિદ્ધિ મલે છે, કર્મને સ્વરૂપતઃ છોડવાથી નહી. તેની પછી ૫૦ માં શ્લોકથી ૫૫ શ્લોક સુધી ભકિત મેલવવાના સાધનો અને ભકિતદ્વારા સાયુજ્યનું નિરૂપણ કર્યું. અને તે પછી ૬૨ શ્લોક સુધી મધ્યમ કક્ષાના લોકોને માટે ઉદ્ધારનો ઉપાય અને ફલ કહ્યું. અને છેલ્લીવખતે ૬૬ શ્લોક સુધી અન્તિમ કક્ષાના લોકો, જે કોઇ જાતના સાધન કરવાને સમર્થ નથી તેઓના માટે સરલ ઉપાય શરણાગતિ કહીને ઉપદેશની સમાપ્તિ કરી છે, તેથી પણ સિદ્ધ થાય છે કે ગીતામાં ભગવદ્ધર્મોનુંજ નિરૂપણ છે, અને ગીતા ભકિતશાસ્ત્ર છે.

શ્રીમદ્વલ્લભાચાર્ય શ્રીના ભાષ્ય વિદ્વન્મણ્ડન નિબન્ધ આદિ ગ્રંથોના આધારથી આ ટીકા અને આવું તાત્પર્ય મેં મ્હારી બુદ્ધિ પ્રમાણે લખ્યું છે. આ તાત્પર્યથી મધ્યમ કક્ષાના પુરુષોની પેઠે વિદ્વાનોને પણ એકત્ર ગીતાનું તાત્પર્ય જાણવાને

મલશે એવી આશા છે. આમાં મનુષ્ય સુલભ ભૂલ રહી ગઇ હોય તો સુજન લોગ કૃપા કરી સુધારીને વાંચશે એવી આશા છે.

गच्छतः स्खलनं क्वापि भवेदेव प्रमादतः ।
हसन्ति दुर्जनास्तत्र समादधति सज्जनाः ॥

ભટ્ટ શ્રીરમાનાથશાસ્ત્રી.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

## મંત્રના ઋષિ ઇત્યાદિ.

ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामंत्रस्य भगवान्वेदव्यास ऋषिः ॥ अनुष्टुप् छंदः ॥ श्रीकृष्णःपरमात्मा देवता ॥ अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषस इति बीजम् ॥ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः ॥ अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकम् ॥

ॐ આ શ્રીદ્ભગવદ્ગીતાના મંત્રના ઋષિ ભગવાન્ વેદવ્યાસ છે. છંદ અનુષ્ટુપ્ છે. પરમાત્મા શ્રીકૃષ્ણ તેના દેવતા છે. "શોક કરવા યોગ્ય નહીં તેનો તું શોક કરે છે અને પંડિતાઇના શબ્દો બોલે છે," આ બીજ મન્ત્ર છે. "સઘળાં કર્તવ્યકર્મનો ત્યાગ કરીને મ્હારા એકલાનેજ શરણે આવ," આ શક્તિ છે. "હું ત્હને સર્વ પાપોથી મુક્ત કરીશ, તું શોક કર મા," આ કીલક ( સ્થંભ ) છે.

## अथ करन्यासः । કરન્યાસ.

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक इत्यंगुष्ठाभ्यां नमः ॥ न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति तर्जनीभ्यां नमः ॥ अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति मध्यमाभ्यां नमः ॥ नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इत्यनामिकाभ्यां नमः ॥ पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति कनिष्ठिकाभ्यां नमः ॥ नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनिचेति करतलकरपृष्ठाभ्यां नमः ॥ इति करन्यासः ॥

" એને ( આત્માને ) શસ્ત્રો છેદતાં નથી, અને અગ્નિ બાળતો નથી, " આમ બોલીને બે અંગુઠાને નમસ્કાર કરવા. " એને પાણી ભીનો કરતું નથી, પવન સૂકવતો નથી, આમ બોલીને બન્ને તર્જની ( અગુંઠા પાસેની આંગળી ) ને નમસ્કાર કરવા. " આ ( આત્મા ) છેદી ન શકાય તેવો, બાળી ન શકાય તેવો, ભીંજવી ન શકાય તેવો, સૂકવી ન શકાય તેવો છે, " આમ બોલીને બન્ને વચલી આંગળીઓને નમસ્કાર કરવા. " આ ( આત્મા ) નિત્ય, સર્વવ્યાપી, સ્થિર,

અચળ અને સનાતન છે, " આમ બોલીને બન્ને અનામિકા (ટચલી આંગળીની પાસેની આંગળીઓ) ને નમસ્કાર કરવા. " હે પાર્થ ! મારાં સેંકડો અને હજારો રૂપોને જો, " આમ બોલીને બન્ને ટચલી આંગળીઓને નમસ્કાર કરવા. " અનેક પ્રકારના દિવ્ય, અનેક વર્ણ અને આકારના, " આમ બોલીને બન્ને હાથની હથેળીઓને તથા પાછળના ભાગોને નમસ્કાર કરવા. આ પ્રમાણે કરન્યાસ સંપૂર્ણ થાય છે.

---

## अथ हृदयादिन्यासः । હૃદયાદિ ન્યાસ.

नैन छिंदंति शस्त्राणि नैनं दहति पावक इति हृदयाय नमः ॥ न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति शिरसे स्वाहा ॥ अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति शिखायै वषट् ॥ नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इति कवचाय हुम् ॥ पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति नेत्रत्रयाय वौषट् ॥ नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति अस्त्राय फट् ॥ इति हृदयादिन्यासः ॥

" એને ( આત્માને ) શસ્ત્રો છેદતાં નથી, એને અગ્નિ બાળતો નથી, " આમ બોલીને હૃદયને નમસ્કાર કરવો. " એને પાણી ભીનો કરતું નથી, પવન સૂકવતો નથી, " આમ બોલીને શિરને નમસ્કાર કરી ' સ્વાહા ' એવો ઉચ્ચાર કરવો. " આ ( આત્મા ) છેદી ન શકાય તેવો, બાળી ન શકાય તેવો, ભીંજવી ન શકાય તેવો, સૂકવી ન શકાય તેવો છે, " આમ બોલીને શિખાને નમસ્કાર કરી ' વષટ્ ' એવો ઉચ્ચાર કરવો. " આ ( આત્મા ) નિત્ય, સર્વવ્યાપી, સ્થિર, અચળ અને સનાતન છે, " આમ બોલી કવચ ( શરીર ) ને નમસ્કાર કરી, ' હુમ્ ' એવો ઉચ્ચાર કરવો. " હે પાર્થ ! મ્હારાં સેંકડો અને હજારો રૂપોને જો, " આમ બોલીને નેત્રત્રયને નમસ્કાર કરી, ' વૌષટ્ ' એવો ઉચ્ચાર કરવો. " અનેક પ્રકારના દિવ્ય, અનેક વર્ણ અને આકારના " આમ બોલીને અસ્ત્રને નમસ્કાર કરીને ' ફટ્ ' શબ્દનો ઉચ્ચાર કરવો. આ પ્રમાણે હૃદયાદિ ન્યાસ સંપૂર્ણ થાય છે.

---

## વિનિયોગ.

**श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोगः ॥**

શ્રીકૃષ્ણ પરમાત્માની પ્રીતિના અર્થેજ આ પાઠનો ઉપયોગ છે.

---

## अथ ध्यानम् । ધ્યાન.

ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं व्यासेन ग्रथितां पुराणमुनिना मध्येमहाभारतम् ॥ अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी मंब त्वामनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥ १ ॥

ॐ ભગવાન નારાયણે પોતે અર્જુનને શિખવેલી, મહાભારતના મધ્યમાં પ્રાચીન મુનિ વ્યાસે રચેલી, કૃષ્ણાદ્વૈતરૂપી અમૃતને વર્ષાવનારી, ઐશ્વર્યવાળા અઢાર અધ્યાયવાળી, જન્મમરણને ટાળનારી (એવી) હે માતા! હે ભગવદ્ગીતા! હું ત્હારૂં ધ્યાન ધરૂં છું. ૧

नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदायतपत्रनेत्र ॥ येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥ २ ॥

વિશાળ બુદ્ધિવાળા, ઉઘડેલા કમળના પત્રની જેવા નેત્રવાળા હે વ્યાસ! તમને નમસ્કાર હો. ( કારણ ) તમે મહાભારતરૂપ તેલ પુરીને જ્ઞાનરૂપી દીવો પ્રકટાવ્યો છે. ૨

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ॥
भक्तिमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥ ३ ॥

શરણાગતને પારિજાતક સમાન, હાથમાં નેતર અને ચાબુક રાખનાર, ભક્તિના સ્વરૂપને ધારણ કરનાર, ગીતારૂપ અમૃતને દોહોનાર, એવા હે શ્રીકૃષ્ણ ! તમને નમસ્કાર હો. ૩

**सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ॥**
**पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ४**

સર્વે ઉપનિષદો ગાયો છે, ગોવાળોને આનંદ પમાડનાર ( શ્રીકૃષ્ણ ) દોહનાર છે, પાર્થ ( અર્જુન ) વાછરડો છે, બુદ્ધિમાન પુરૂષો ઉપભોગ કરનાર છે, ગીતારૂપી ઉત્તમ અમૃત દુધ છે. ૪

**वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ॥**
**देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥ ५ ॥**

વસુદેવના દેવરૂપ પુત્ર, કંસ અને ચાણુરને મારનાર, દેવકીને પરમ આનંદ આપનારા, જગતના ગુરૂ, એવા હે શ્રીકૃષ્ણ ! હું આપને વંદું છું. ૫

**भीष्मद्रोणतटा जयद्रथजलागांधारनीलोत्पला शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ॥ सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥ ६ ॥**

ભીષ્મ અને દ્રોણ જેના તટ છે, જયદ્રથ જેનું જળ છે, ગાંધાર જેમાં નીલવર્ણનું કમળ છે, શલ્ય જેમાં ગ્રુડ છે, કૃપાચાર્ય જેના પ્રવાહ છે, કર્ણ જેમાં મોજા છે, અશ્વત્થામા અને વિ- કર્ણ જેમાં ભયંકર મગર છે, દુર્યોધન જેમાં ઘુમરી છે, એવી યુદ્ધ નદીને સુકાની શ્રીકૃષ્ણની સહાયથી પાંડવો ખરેખર તરી ગયા. ૬

---



# श्रीमद्भगवद्गीता

## ગુજરાતી ભાષાંતર સહિત.



## અધ્યાય ૧ લો. અર્જુનવિષાદયોગ.

धृतराष्ट्र उवाच ॥ ધૃતરાષ્ટ્ર બોલ્યા:—

**धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।**
**मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥**

હે સંજય! ધર્મક્ષેત્ર એવા કુરૂક્ષેત્રમાં (પાનીપત) યુદ્ધ કરવાની ઇચ્છાથી એકઠા થએલા મ્હારા પુત્રો તથા પાંડવોએ શું કર્યું? ૧

---

૧—ધર્મભૂમિ વિશેષણ આપવાનું તાત્પર્ય એ છે કે કદાચ ધર્મભૂમિમાં જવાથી મ્હારા પુત્રોનું મન ફરી જાય અને તેથી પાણ્ડવોને તેઓનું રાજ્ય આપી દે તો અમારી વાત જતી રહે.

**संजय उवाच । સંજય બોલ્યા:—**

**दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।**
**आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥**

પાંડવોના સૈન્યને વ્યૂહ રચનામાં ગોઠવાયલું જોયું ત્યારે રાજા દુર્યોધન દ્રોણાચાર્ય[1] પાસે જઈને આ પ્રમાણે બોલ્યો:–૨

**पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।**
**व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण[2] धीमता ॥ ३ ॥**

હે આચાર્ય ! પાંડુપુત્રોનું આ મ્હોટું સૈન્ય તમે જુઓ; તમારા બુદ્ધિશાળી શિષ્ય દ્રુપદપુત્રે તેને વ્યૂહરચનામાં ગોઠવેલું છે. ૩

---

૧—ભીષ્મ સેનાપતિની પાસે નહિ જઈને દ્રોણાચાર્યની પાસે જવામાં દુર્યોધનનું તાત્પર્ય એમ જણાય છે કે ભીષ્મ સેનાપતિ પદ ઊપર છે એટલે પોતાની મેળે યુદ્ધ કરવામાં કસર નહી રાખે પણ ભીષ્મ સેનાપતિ પદ ઉપર હોવાથી દ્રોણાચાર્ય પોતાનું અપમાન સમજે અથવા અર્જુન ઊપર પ્રેમ હોવાથી યુદ્ધ કરવામાં ઉપેક્ષા કરે તો હારવાની સંભાવના છે માટે એમને ઉત્સાહ આપવાની જરૂર છે.

૨—' તમારો શિષ્ય તમનેજ મારવા તૈયાર થયો છે ' એમ કહીને આચાર્યને ક્રોધનું ઉદ્દીપન કરાવે છે, અને વળી ' દ્રુપદરાજાનો પુત્ર ' એમ કહીને દ્રુપદની સાથે દ્રોણાચાર્યના પૂર્વવૈરની યાદી અપાવે છે.

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥
धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥ ५ ॥
युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥ ६ ॥

એ સેનામાં યુદ્ધને વિષે ભીમ અને અર્જુન સરખા શૂરો તથા મ્હોટા ધનુષ્યને ધરનાર યુયુધાન (સાત્યકી), વિરાટ, મહારથી દ્રપદ, ધ્રૃષ્ટકેતુ, ચેકિતાન, પરાક્રમી કાશીરાજા, પુરૂજીત કુંતિભોજ; પુરૂષોમાં શ્રેષ્ઠ શૈબ્ય, બળવાન યુધામન્યુ, પરાક્રમી ઉત્તમૌજા, સુભદ્રાપુત્ર અભિમન્યુ, તથા દ્રૌપદીના પુત્રો એ સઘળા મહારથીઓ છે. ૪–૫–૬

---

૧–ધૃષ્ટકેતુ શિશુપાલનો પુત્ર. ૨–ચેકિતાન એક યાદવ. ૩–યુધિષ્ઠિર નો મામો, કુન્તી તેને ખોળે ગઈ હતી. ૪–યુધામન્યુ અને ઉત્તમૌજા એ બન્ને અર્જુનના રથના પઈડાની રક્ષા કરનાર હતા.

५ एको दशसहस्राणि योधयेद्यस्तु धन्विनाम् ।
शस्त्रशास्त्रप्रवीणश्च महारथ इति स्मृतः ॥

**अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।**
**नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥ ७ ॥**

હે દ્વિજોમાં ( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યમાં ) ઉત્તમ દ્રોણાચાર્ય ! હવે આપણા જે શ્રેષ્ઠ પુરૂષો મ્હારી સેનાના નાયકો છે, તેઓનાં નામ તમારી જાણને માટે હું કહું છું. ૭

**भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।**
**अश्वत्थामा विकर्णश्च[1] सौमदत्तिस्तथैव[2] च ॥ ८ ॥**
**अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।**
**नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥**

આપ, ભીષ્મ, કર્ણ, યુદ્ધમાં જય મેળવનાર કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્તનો પુત્ર, તથા બીજા પણ ઘણા શુરવીરો છે કે જેમણે મ્હારી ખાતર જીવવાની ઇચ્છા તજી દીધી છે અને જેઓ નાના પ્રકારનાં પ્રહાર કરવાનાં શસ્ત્રોવાળા છે તથા યુદ્ધમાં ઘણા કુશળ છે. ૮-૯

---

૧–દુર્યોધનના સો ભાઈયોમાંથી એક, જે તેના અન્યાયથી દુભાઇને યુધિષ્ઠિરના પક્ષમાં ગયો હતો. ૨–ભૂરિશ્રવા.

**अपर्याप्तं[1] तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।**
**पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥ १० ॥**

આપણું આ સૈન્ય અગણિત અને ભીષ્મથી રક્ષાયલું છે, અને આ તેઓનું–પાંડવોનું સૈન્ય થોડું અને ભીમવડે રક્ષાયલું છે. ૧૦

**अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।**
**भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥ ११ ॥**

---

૧.–કેટલાક ટીકા કરનારાઓ **अपर्याप्त** શબ્દનો અર્થ જીતવાને નાલાયક, **अथवा** તો થોડું, એમ કરે છે પણ તે અર્થ મહાભારતના આશયથી વિરૂદ્ધ છે. ઉદ્યોગ પર્વમાં ધૃતરાષ્ટ્રના આગલ પોતાની સેનાનું વર્ણન કરતી વખતે મુખ્ય મુખ્ય સેનાપતિયોનાં નામ ગણાવીને દુર્યોધને કહ્યું છે કે મ્હારી સેના મ્હોટી અને ગુણવાન્ છે, માટે મ્હારીજ જીત થશે. ( ઉદ્યો–૫૪ અ. ૬૦–૭૦ ) તેમજ આ ભીષ્મ પર્વમાંજ પહેલી વખતે જ્યારે દ્રોણાચાર્યની આગલ પોતાની સેનાનું વર્ણન કર્યું ત્યારે પણ દુર્યોધને તેમજ કહ્યું હતું કે ' મ્હારી સેના વિશાલ અને યુદ્ધ કુશલ છે માટે મ્હારી જીત થશે. ' તેથી **अपर्याप्त** શબ્દનો અર્થ અમર્યાદિત **अथवा** તો ઘણું કરવું તેજ ઠીક છે. અને બીજું દુર્યોધને પોતાની સેનાનું જે આ વર્ણન કર્યું છે તે દ્રોણાચાર્યાદિને ઉત્સાહ આપવા સારૂ કર્યું છે, એવા વખતમાં પોતાને મોઢે પોતાની સેનાને હલકી કિંવા થોડી બતાવવી ઉચિત નથી માટે પણ તેજ અર્થ ઠીક છે.

તોપણ વ્યુહરચનામાં પેસવાના સર્વ માર્ગોમાં પોતપોતાની જગ્યાએ ઉભા રહીને આપ સર્વ ભીષ્મનીજ રક્ષા કરો. ૧૧

**तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।**
**सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् १२**

કૌરવોમાં વૃદ્ધ તથા પ્રતાપી ભીષ્મપિતામહે દુર્યોધનને હર્ષ ઉપજાવવા માટે સિંહના જેવો મ્હોટો નાદ કરીને શંખ વગાડયો. ૧૨

**ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।**
**सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥**

પછી શંખો, ભેરીઓ, મૃદંગો; ઢોલો તથા રણશિંગાં એકદમ વાગવા માંડ્યાં, અને તેનો ઘણો મ્હોટો અવાજ થયો.૧૩

---

૧–ફકત ભીષ્મનીજ રક્ષા કરવા કહેવાનું મતલબ એ છે કે ભીષ્મનો એવો નિશ્ચય હતો કે હું શિખણ્ડીના ઉપર શસ્ત્ર ચલાવીશ નહીં. માટે શિખણ્ડીથી ભીષ્મનો ઘાત થવાનું દુર્યોધનને ભય હતો તેથીજ દ્રોણાચાર્યને પોતે તેવી ભલામણ કરી. બીજે ઠેકાણે દુર્યોધને કહ્યું પણ છે કે–**अरक्ष्यमाणं हि वृको हन्यात् सिंहं महाबलम् । मा सिंहं जम्बुकेनेव घातयेथाः शिखण्डिना ॥** અર્થાત્–બલવાન સિંહની પણ રક્ષા ન કરિયે તો તેને વરૂ પણ મારી નાંખે, માટે વરૂ સરખા શિખણ્ડીથી ભીષ્મસિંહનો ઘાત નહીં થવા દેશો.

**ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।**
**माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥१४॥**

પછી ધોળા ઘોડાઓ જોડેલા મ્હોટા રથમાં બેઠેલા માધવે અને પાંડુપુત્ર અર્જુને પોતાના દિવ્ય શંખો વગાડ્યા. ૧૪

**पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।**
**पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥१५॥**

હૃષીકેશે (શ્રીકૃષ્ણે) પાંચજન્ય નામનો, ધનંજયે (અર્જુને) દેવદત્ત નામનો અને ઉગ્ર કામો કરનારા વૃકોદરે (ભીમે) પૌંડ્ર નામનો મ્હોટો શંખ વગાડ્યો. ૧૫

**अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।**
**नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥**

કુંતીના પુત્ર રાજા યુધિષ્ઠિરે અનંતવિજય નામનો, અને સહદેવે મણીપુષ્પક નામનો શંખ વગાડ્યો. ૧૬

**काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।**
**धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥ १७ ॥**
**द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।**
**सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक् ।**

મ્હોટા ધનુષ્યવાળા કાશીરાજાએ અને મહારથી શિખં-ડીએ, ધૃષ્ટદ્યુમ્ને અને વિરાટે, અજીત સાત્યકીએ તથા દ્રુપદે તથા દ્રૌપદીના પુત્રોએ અને મહાબાહુ સુભદ્રાપુત્ર અભિમન્યુએ સર્વ દિશામાંથી પોતપોતાના શંખ વગાડયા. ૧૭–૧૮

**स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।**
**नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥**

આકાશ અને પૃથ્વીને પણ ગજાવી મૂકે એવા તે મહાન્ ઘોષથી ધૃતરાષ્ટ્રના પુત્રોનાં હૃદય ભેદાઇ ગયાં. ૧૯

**अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।**
**प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥ २० ॥**
**हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।**

પછી ધૃતરાષ્ટ્રના પુત્રોને વ્યુહ રચનામાં ગોઠવાયલા અને શસ્ત્રનો મારો ચલાવવાનો આરંભ કરતા જોઇને, જેની ધ્વજમાં હનુમાન છે એવા અર્જુને ધનુષ્ય ઉઠાવીને હે મહિ-પતિ ! હૃષીકેશ[1] ભગવાનને આ શબ્દ કહ્યાઃ—૨૧

---

૧–દરેક જીવની અન્દર જીવને શરીર બનાવીને અન્તર્યામી રૂપથી પ્રભુ વિરાજે છે. તેમનું **हर्षीकेश** પણ એક નામ છે. **हृषीक** એટલે ઈન્દ્રિયોના **ईश** પ્રેરણા કરનારા.

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:—

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥
यावदेतान्निरीक्षेऽहं योध्दुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥ २२ ॥

હે અચ્યુત શ્રીકૃષ્ણ ! મ્હારો રથ બે સેનાની વચ્ચે ઉભો રાખો; જેથી લડવાની ઇચ્છાથી ઉભા રહેલા તેઓને તેમજ તેમાંથી કોની સાથે મ્હારે લડવું યોગ્ય છે તેમને હું સારી પેઠે જોઉં; ૨૨

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

વળી દુષ્ટ બુદ્ધિવાળા કૌરવોનું યુદ્ધમાં ભલું કરવાની ઇચ્છા-વાળી જે યોદ્ધાઓ અત્રે આવેલા છે તેઓને પણ હું જોઉં. ૨૩

संजय उवाच । સંજય બોલ્યા:—

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५ ॥

હે ધૃતરાષ્ટ્ર ! અર્જુને આ પ્રમાણે કહ્યું એટલે હૃષીકેશ ભગવાને તે ઉત્તમ રથને બે સેનાઓની વચ્ચે ઉભો રાખીને અને ભીષ્મ, દ્રોણ, તથા સર્વ રાજાઓની સન્મુખ રથને સ્થિર કરીને કહ્યું; હે અર્જુન ! આ એકઠા થયેલા કૌરવોને જો. ૨૪–૨૫

**तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।**
**आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा २६**

**श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।**
**तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधूनवस्थितान् ॥**

**कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ।**

ત્યાં અર્જુને કાકાઓને, દાદાઓને, આચાર્યોને, મામાઓને, ભાઇઓને, પુત્રોને, પૌત્રોને, મિત્રોને, સસરાઓને તથા સ્નેહીઓને બન્ને સેના વચ્ચે ઉભા રહેલા જોયા; અને એમ સર્વ બંધુઓને યુદ્ધમાં ઉભા રહેલા જોઇને પરમ દયાથી વ્યાપ્ત થઇને શોકથી તે આ પ્રમાણે બોલ્યાઃ—૨૬–૨૭

---

૧દેશકાલ અને અધિકારના અનુસારે કોઇક વખતે ધર્મ અધર્મ થઇ જાય છે, તે પ્રમાણે અહીયાં દયા ધર્મ છે છતાં તે આ યુદ્ધના સમયમાં અર્જુન જેવા શૂર ક્ષત્રિયને દોષરૂપ થઈ છે.

अर्जुन उवाच । અર્જુન બોલ્યાઃ—

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥
सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥

હે શ્રીકૃષ્ણ ! આ મ્હારા સંબંધીઓને વ્યૂહ રચનામાં ગોઠવાયલા જોઇને મ્હારાં ગાત્રો શિથિલ થઇ જાય છે, મુખ સૂકાય છે, મ્હારૂં શરીર ધ્રુજે છે, અને રૂવાડાં ઉભાં થાય છે. ૨૮–૨૯

गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥३०॥

વળી હાથમાંથી ગાંડીવ ધનુષ્ય પડી જાય છે, ચામડીમાં ચારે તરફથી દાહ થાય છે; હું ઉભો રહેવાને શકિતમાન નથી અને મ્હારૂં મન જાણે ભમે છે. ૩૦

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥३१॥

વળી હે કેશવ ! હું અશુભ શુકનો જોઉં છુ, અને યુદ્ધમાં સંબંધીઓને હણવાથી કાંઈ કલ્યાણ જોતો નથી. ૩૧

न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ३२

હે શ્રીકૃષ્ણ ! હું વિજય, રાજ્ય, અને સુખોને ઇચ્છતો નથી. હે ગોવિંદ ! અમને રાજ્યથી, ભોગોથી અથવા જીવિતથી શું લાભ છે. ૩૨

येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ३३

જેઓને માટે અમે રાજ્ય, ભોગો અને સુખો ઇચ્છીએ છીએ તેઓ આ સર્વે તો પ્રાણ અને ધનને તજીને યુદ્ધમાં ઉભા છે. ૩૩

आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाःश्वशुराःपौत्राःश्यालाः सम्बन्धिनस्तथा३४
एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।
अपि त्रैलोक्यराज्यस्य हेतोःकिं नु महीकृते ।३५।

આચાર્યો, પિતાઓ, પુત્રો તથા દાદાઓ, મામાઓ, સસરાઓ, પૌત્રો, શાળા તથા સંબંધીઓ; આ બધાઓને હે શ્રીકૃષ્ણ ! હું હણાઉં, તોપણ ત્રણ લોકના રાજ્ય માટે પણ હણવાને ઇચ્છતો નથી, તો આ પૃથ્વીના રાજ્ય માટે તો કેમજ હણું ? ૩૪–૩૫

**निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।**
**पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥**

વળી હે જનાર્દન ભગવાન ! ધૃતરાષ્ટ્રના પુત્રોને હણવાથી અમને શો આનંદ થનાર છે ? આ પાપીઓને હણવાથી તો અમને પાપ લાગશે. ૩૬

**तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।**
**स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥३७॥**

માટે હે માધવ ! અમારા બાંધવો, ધૃતરાષ્ટ્રના પુત્રોને અમારે હણવા જોઇએ નહીં, કારણ કે સંબંધીઓને હણીને અમે કેમ સુખી થઇએ ? ૩૭

**यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।**
**कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥**

---

१–अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः ।
क्षेत्रदारापहर्ता च षडेते आततायिनः ॥

આગ લગાડનાર, ઝેર દેનાર, ધન હરનાર, શસ્ત્ર લઈને મારવા આવનાર, સ્ત્રીનો હરનાર અને જમીનનો લુટનાર, આ છ આતતાયી કહેવાય છે.

**कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।**
**कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥**

જો કે લોભથી નાશ થયેલી બુદ્ધિવાળા આ કૌરવો કુળનો ક્ષય કરવાથી થતા પાપને તથા મિત્રનો દ્રોહ કરવાથી થતા પાપને જોતા નથી; પરંતુ હે જનાર્દન શ્રીકૃષ્ણ ! કુળનો ક્ષય કરવાથી થતા પાપને અમે જાણીએ છીએ, ત્યારે આ પાપથી દૂર રહેતાં અમે કેમ ન શીખીએ ?

**कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ।**
**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४० ॥**

કુળનો નાશ થવાથી કુળના સનાતન ધર્મોનો નાશ થાય છે, અને કુળના ધર્મોનો નાશ થવાથી આખા કુળમાં અધર્મ પ્રવર્તે છે. ૪૦

**अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ ४१ ॥**

હે શ્રીકૃષ્ણ ! અધર્મ પ્રવર્તવાથી કુળની સ્ત્રીઓ દુરાચારી થાય છે. અને હે વાર્ષ્ણેય શ્રીકૃષ્ણ ! દુરાચારી સ્ત્રીઓથી વર્ણનો ભેગ થાય છે. ૪૧

**संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।**
**पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥ ४२ ॥**

વર્ણના ભેગથી કુળને હણનારાઓ, અને આખું કુળ નરકમાં પડે છે, તથા તેઓના પિતૃઓ પણ પિંડદાન તથા ઉદકદાનની ક્રિયાઓ ન પામવાથી નરકમાં પડે છે. ૪૨

**दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।**
**उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४३॥**

---

૧–સંન્યાસમાર્ગિયો ગીતાનું તાત્પર્ય ' આત્મા નિત્ય છે ' એમ અર્જુનને બતાવવામાં છે, એમ કહે છે પણ તે વાત વિચારના આગલ ટકતી નથી. કારણ કે અર્જુનને આત્મા નિત્ય છે એવું જ્ઞાન પ્રથમ-થીજ હતું. જો તેને આત્માનું નિત્યપણું માલુમ ન હોત તો તે એમ ન કહતે કે ' કુલના નાશ કરનારાઓના પિતૃઓ નરકમાં પડે છે ' અર્જુનના આવાકથનથી એ સમજી છીયે કે આત્મા દેહની સાથે નાશ પામતો નથી કિન્તુ પુનઃ જન્મ લેછે અથવા તો અન્ય દેહ ગ્રહણ કરીને નરકાદિમાં જાય છે. અને ત્યાં એને પિણ્ડાદિ દ્વારા પોષણની અપેક્ષા રહે છે. માટે આત્મા નિત્ય છે, નશ્વર નથી આવું જ્ઞાન અર્જુનને પ્રથમથીજ હતું બીજું તેના માટે અઢાર અધ્યાય કહેવાની પણ કંઈ જરૂર નહી હતી, તેથી પોતાની મર્જી પ્રમાણે અર્જુન દ્વારા અસુરાવેશવાળા ક્ષુદ્ર રાજાઓનો નાશ કરાવવો તેજ પ્રભુનો આશય હતો અને તે અર્જુન દ્વારા કરાવ્યો. માટે પ્રભુની આજ્ઞા પ્રમાણે જીવને ચાલવું ( ભક્તિ ) આજ ગીતાનું તાત્પર્ય છે.

કુળનો નાશ કરનારાઓના વર્ણસંકરરૂપી આ દોષોથી જાતિના તથા કુળના સનાતન ધર્મો નાશ પામે છે. ૪૩

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**
**नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥**

હે જનાર્દન શ્રીકૃષ્ણ ! અમે સાંભળ્યું છે કે જેના કુળ-ધર્મનો નાશ થયો છે તે મનુષ્યોનો ઘણા કાળ સુધી નરકમાં વાસ થાય છે. ૪૪

**अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।**
**यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥ ४५ ॥**

અરેરે ! અમે મહા પાપ કરવા તૈયાર થયા છીએ, કારણ કે રાજ્યસુખના લોભથી અમારા સંબંધીઓને હણવાનો અમે ઉદ્યમ આદર્યો છે. ૪૫

**यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।**
**धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥ ४६ ॥**

એ કરતાં તો શસ્ત્ર ધારણ કરેલા આ કૌરવો, શસ્ત્રરહિત અને સામો ન થનાર મ્હને જો યુદ્ધમાં હણે તો મ્હારૂં વિશેષ કલ્યાણ થાય. ૪૬

### संजय उवाच । સંજય બોલ્યા:—

## एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
## विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥ ४७ ॥

શોકથી વ્યાપ્ત થયેલા મનવાળા અર્જુન રણક્ષેત્રમાં એ પ્રમાણે કહીને બાણ તથા ધનુષ્યને નાખી દઈ રથમાં પોતાને સ્થાનકે બેસી ગયા. ૪૭

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादेऽर्जुनविषादयोगो नाम प्रथमोऽध्यायः ॥ १ ॥**

આવી રીતે પ્રભુએ ગાએલા ઉપનિષદોમાં બ્રહ્મવિદ્યાના કર્મયોગ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદમાં અર્જુનનું શોકરૂપ કર્મ જેમાં કહ્યું તે પ્રથમ અધ્યાય સમ્પૂર્ણ થયો.

  

---

૧—બ્રહ્મવિદ્યા એટલે ભક્તિ, યોગશાસ્ત્ર એટલે કર્મયોગ, અર્થાત્—પ્રભુભક્તિના અનુકુલપણે કર્મ કરવું તે બ્રહ્મવિદ્યાનું કર્મ, તેનું આ ગીતા શાસ્ત્ર છે. એટલે ઉપદેશ કરનારૂં છે. (બ્રહ્મવિદ્યાયાં યોગશાસ્ત્રે) પ્રભુની ભાક્તિના માર્ગમાં કર્મ કેમ કરવાં તેનું ગીતા શાસ્ત્ર છે. જીવોએ આ પ્રપંચમાં રહીને પોતાની ઉત્તમ ગતિમાં બાધ કરે નહીં તેવી રીતે, અર્થાત્ પ્રભુ ભક્તિરૂપ કર્મ કરીને કેવી રીતે પોતાના વ્યવહારો ચલાવવા તે આ ગીતા શાસ્ત્ર શીખવે છે.

# અધ્યાય ૨ જો. સાંખ્યયોગ.



**संजय उवाच । સંજય બોલ્યાઃ—**

**तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।**
**विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥**

દયાથી ભરપૂર તથા આંસુથી ભરેલાં વ્યાકુળ નેત્રવાળ, અને શોક કરતા તે અર્જુનને મધુસૂદન શ્રીકૃષ્ણ ભગવાને આ શબ્દો કહ્યાઃ—

**श्रीभगवानुवाच । શ્રી ભગવાન બોલ્યાઃ—**

**कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।**
**अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥**

હે અર્જુન ! આવી ભય ભરેલી સ્થિતિમાં આર્યોએ નહીં સેવન કરેલો આ મોહ જે સ્વર્ગમાં જતાં અટકાવનાર અને અપકીર્તિ કરાવનાર છે તે ત્હને કયાંથી થઇ આવ્યો ? ૨

**क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।**
**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥**

હે પાર્થ ! હે પરંતપ અર્જુન ! મનની નબળાઇને તું આધીન થા નહીં, કેમકે એ ત્હને ઘટતું નથી, માટે હૃદયની તુચ્છ નબળાઇ ને તજીને ઉભો થા. ૩

**अर्जुन उवाच । અર્જુન બોલ્યા:—**

**कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।**
**इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥**

હે મધુસૂદન ! હે અરિસૂદન ! પૂજા કરવાયોગ્ય એવા આ ભીષ્મ અને દ્રોણ ઉપર યુદ્ધમાં હું કેમ બાણ ફેંકું ? ૪

**गुरूनहत्वा[1] हि महानुभावान् श्रेयो भोक्तुं**
**भैक्ष्यमपीह लोके । हत्वार्थकामांस्तु[2] गुरू-**
**निहैव भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥ ५ ॥**

---

૧—**गुरून्** આ શબ્દનો અર્થ 'મ્હોટાઓને' આવો કરવો અને તેજ આ ઠેકાણે ઉચિત છે કારણકે એક દ્રોણાચાર્યના શિવાય બીજા કોઈ અર્જુનના ગુરૂ નથી.

૨—યુદ્ધના પ્રારમ્ભમાં જ્યારે યુધિષ્ઠિર દ્રોણભીષ્મ વગેરે મ્હોટાઓની પાસે હાથ જોડી યુદ્ધની આજ્ઞા લેવા ગયા ત્યારે બધાઓએ કહ્યું કે '**अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्य चित् । इति सत्यं महाराज ! बद्धोऽस्म्यर्थेन कौरवैः ॥ अर्थात्**—હે યુધિષ્ઠિર મહારાજ માણસ પૈસાનો દાસ હોય છે. પૈસો કોઈનો દાસ થતો નથી. તેથી અમને કૌરવોએ પૈસા વડે બાંધી રાખ્યા છે.' માટે અહીયાં અર્જુને તેવા ગુરૂઓને '**अर्थ कामान्**' અર્થ લોલુપ કહ્યાં છે.

ઉત્તમ પ્રભાવવાળા એવા મ્હોટાઓને હણવા તેના કરતાં તો આ જગતમાં ભિક્ષાનું અન્ન ખાવું તે વધારે સારૂં છે. સ્વાર્થ ઇચ્છનારા આ ગુરૂઓને પણ હણું તો મ્હારે લોહીથી ખરડાયેલા ભોગો ભોગવવા પડે. ૫

**न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम**
**यदि वा नो जयेयुः । यानेव हत्वा न जि-**
**जीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥**

અમે તેઓને જીતીએ કે તેઓ અમને જીતે, એ બેમાં અમને શું લાભકારી છે તે અમે જાણતા નથી. જેઓને હણીને અમે જીવવાને ઇચ્છતા નથી તે ધૃતરાષ્ટ્રના પુત્રો અમારી સામે ઉભા છે. ૬

**कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां ध-**
**र्मसंमूढचेताः । यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि**
**तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्[1] ॥ ७ ॥**

૧—'હુ આપને શરણે છું' એમ કહીને અર્જુને ભક્તિમાર્ગની મર્યાદા પ્રકટ કરી છે. ધર્માધર્મ સમજવાની ગુંચવણ જયારે અર્જુનને આવી પડી અને તે વખતે તેણે જેમ પ્રભુનું શરણ લીધું તેમ જીવમાત્રને સામ્હે આવી બિકટ ગુચવણો જ્યારે આવી પડે તે વખતે તે મુંઝવણોમાં ન સપડાઈ જવું અને શરણે જવું તે ભક્તિમાર્ગનું રહસ્ય છે.

દીનતાના દોષથી દૂષિત થએલા સ્વભાવવાળો, અને ધર્મ વિષે જેનું ચિત્ત અતિ મૂઢ છે એવો હું તમને પૂછુંછું કે મ્હારૂં જેમાં શ્રેય હોય તે વાત મ્હને નિશ્ચયપૂર્વક કહો. હું તમારો શિષ્ય છું અને તમારે શરણે છું; માટે મ્હને બોધ આપો. ૭

**न हि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् । अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥**

પૃથ્વીમાં શત્રુવિનાના અને સમૃદ્ધિવાળા રાજ્યને તથા દેવતાઓના અધિપતિપણાને પામીને પણ મ્હારી ઇંદ્રિયોને સુકવી નાંખનારા શોકને શમાવે એવો ઉપાય હું જોતો નથી. ૮

**संजय उवाच । સંજય બોલ્યાઃ—**

**एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥९॥**

આ પ્રમાણે કહીને પરંતપ ગુડાકેશે ( અર્જુને ) હૃષીકેશ ( શ્રીકૃષ્ણ ) ને કહ્યું કે, હે ગોવિંદ ! હું યુદ્ધ નહીં કરૂં. અને પછી તે ચૂપ રહ્યા. ૯

**तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।**
**सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥ १० ॥**

હે ભારત ! ( ધૃતરાષ્ટ્ર ) બન્ને સેના વચ્ચે શોક કરતા તે અર્જુનને જાણે હસતા હોય તેમ હૃષીકેશ શ્રીકૃષ્ણે આ પ્રમાણે વચન કહ્યાં:—૧૦

**श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:—**

**अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।**
**गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ ११ ॥**

શોક કરવા યોગ્ય નહીં તેનો તું શોક કરે છે અને પંડિતાઇના શબ્દો બોલે છે. પંડિતો મુએલા કે જીવતાને માટે શોક કરતા નથી. ૧૧

---

૧—મુખને શોભાવવા માટે કુણ્ડલોની અપેક્ષા હોય છે. ભક્તિ તે પ્રભુનું મુખારવિન્દ છે. તેને શોભાવવામાટે સાંખ્ય અને યોગ આ બે કુણ્ડલોની અપેક્ષા છે. સાંખ્ય એટલે આત્મા અને અનાત્મજેવા દેખાતા પદાર્થોનું તત્વજ્ઞાન. યોગ એટલે આસક્તિરહિત પ્રભુપ્રીત્યર્થે કર્મ કરવાં તે. આ બન્નેની ભક્તિમાર્ગમાં અપેક્ષા છે માટે પ્રભુ અર્જુનને આત્મા નિત્ય છે અવિકારી છે, એમ અહીંથી ૩૮ શ્લોક સુધી સમજાવશે. તેના પછી કર્મયોગનું નિરૂપણ કરશે.

**न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः**
**न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥१२॥**

વળી હું, તું અથવા આ રાજાઓ પૂર્વે નહોતા એમ નથી; તેમ આપણે સૌ હવે પછી નહીં હશું એમ પણ થવાનું નથી. ૧૨

**देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।**
**तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥**

દેહ ધારી જીવને જેમ આ ( વર્તમાન ) દેહમાં બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે તેજ રીતે–દેહ છૂટ્યા પછી–તેને બીજા દેહો પ્રાપ્ત થાય છે. પરંતુ તેથી ધીર પુરૂષો મોહ પામતા નથી. ૧૩

**मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥**

હે કુંતી પુત્ર ! ઇંદ્રિયોના વિષયો કે જે આવવા અને જવાના સ્વભાવવાળા અને અનિત્ય છે, તે વિષયોનો સ્પર્શ થવાથી જે ટાઢ, તડકો અને સુખ દુઃખ ઉત્પન્ન થાય છે તેને હે ભારત ! તું સહન કર. ૧૪

**यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।**
**समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥**

હે પુરૂષોમાં શ્રેષ્ઠ ! જે મનુષ્યને તે વિષયો પીડા કરતા નથી, અને જેને સુખ દુઃખ બન્ને સમાન છે તે ધીર પુરૂષ મોક્ષ પામવાને યોગ્ય છે. ૧૫

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥१६॥**

અસત્‌ની સત્તા નથી, અને સત્‌નો નાશ નથી. આ પ્રમાણે બન્નેનો નિર્ણય તત્ત્વને જાણનારાઓએ જાણ્યો છે. ૧૬

**अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।**
**विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥**

---

૧—જે વસ્તુ ખોટી છે તેની કોઈ દિવસ સત્તા હોતી નથી, અર્થાત આ બધો પ્રપંચ ખોટો નથી. જો ખોટો હોય તો એની સત્તા હોયજ નહીં. તેમ જે સત્ય છે તેનો અભાવપણ કોઈ દિવસ થાય નહી, અર્થાત આત્મા સત્ય છે માટે તેનો અભાવ તારાથી અથવા કોઇથી પણ કરી શકાય તેમ નથી. માટે તૂં વ્યર્થ શોક મા કર એમ આ શ્લોકનું તાત્પર્ય સમજવું.

જે આત્મા વડે આ સર્વ વિશ્વ વ્યાપ્ત થયેલું છે તે આત્માને તું અવિનાશી જાણ. તે અવિનાશી આત્માનો નાશ કરવાને કોઇ પણ સમર્થ નથી. ૧૭

**अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।**
**अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्धयस्व भारत ॥ १८ ॥**

આત્મા નિત્ય, નાશ રહિત અને અમાપ છે, પણ તેણે ધારણ કરેલાં આ શરીરોનેજ નાશવાન કહેલાં છે, માટે હે અર્જુન ! યુદ્ધ કર. ૧૮

**य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।**
**उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते १९**

જે મનુષ્ય આ આત્માને હણનારો માને છે તેમજ જે એને હણાયેલો માને છે, તે બન્ને અજ્ઞાન છે. એ આત્મા કોઇને હણતો પણ નથી, અને પોતે હણાતો પણ નથી. ૧૯

**न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः । अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥**

વળી આ આત્મા કદી પણ જન્મતો નથી કે મરતો નથી. તેમજ તે પૂર્વે નહોતો એમ પણ નથી, અને ફરીથી તે નહીં

હોય એમ પણ નથી. કેમકે આ આત્મા અજન્મા, નિત્ય, શાશ્વત, અને અનાદિ કાળનો છે, અને શરીર હણાવાથી તે હણાતો નથી. ૨૦

**वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।**
**कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥२१॥**

હે પાર્થ! જે મનુષ્ય તે આત્માને અવિનાશી, નિત્ય, જન્મ રહિત તથા ક્ષય રહિત જાણે છે તે પુરૂષ કોને હણે છે અને કોને હણાવે છે? ૨૧

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि । तथा शरीराणि विहाय जीर्णान्य-न्यानि संयाति नवानि देही ॥ २२ ॥**

જેમ મનુષ્ય જૂનાં થઇ ગયેલાં લૂગડાંને તજીને નવાં વસ્ત્રો પહેરે છે, તેમ દેહમાં રહેલો જીવાત્મા જીર્ણ થયેલાં શરીરોને તજીને બીજાં નવાં શરીરોમાં જાય છે. ૨૨

**नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥ २३ ॥**

એ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી ભીંજવી શકતું નથી તથા પવન સૂકવી શકતો નથી. ૨૩

**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।**
**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥**

આ આત્મા છેદી ન શકાય તેવો, બાળી ન શકાય તેવો, ભીંજવી ન શકાય તેવો તથા સૂકવી ન શકાય તેવો છે. તેમજ આ આત્મા નિત્ય, સર્વ[1] દેહ વ્યાપી, સ્થિર, અચળ અને સનાતન છે. ૨૪

**अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योयमुच्यते ।**
**तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥**

---

૧—જીવનું સ્વરૂપ અતિશય સૂક્ષ્મ છે. વ્યાપક નથી. જો વ્યાપક હોય તો સઉના સુખદુઃખોનું જ્ઞાન સઉને થવું જોઈએ. પણ તેમ જોવામાં આવતું નથી. માટે જીવ વ્યાપક નથી અણુ છે. વ્યાપક ધર્મ પ્રભુનો છે. પ્રભુ બધાએ ઠેકાણે વ્યાપી રહ્યા છે. પ્રભુના સાથે સંગમ થતાં જીવને પણ કેટલાએક પ્રભુના ધર્મ મલે છે. તે વખતે જીવ વ્યાપક કહી શકાય. પણ તે વખતે પણ તે વ્યાપકપણું પ્રભુનુંજ છે એમ સિદ્ધાન્ત છે. પ્રભુએ આપેલા તે વ્યાપક ધર્મને લઈનેજ અહિયાં જીવને વ્યાપક કહ્યો છે. કેટલાએક વિદ્વાનો એમ પણ અર્થ કરે છે કે '**सर्वगतेन सह तिष्ठतीति सर्वगतस्थः, स चासौ अणुश्च सर्वगतस्थाणुः**' **अर्थात्** સર્વવ્યાપી પ્રભુની સાથે રહનાર અને અણુ એવો આ જીવ છે.

વળી આ આત્મા અવ્યક્ત ( દેખાય નહીં તેવો ), મનથી કલ્પી શકાય નહીં તેવો, અને અવિકારી કહેવાય છે, તેટલા માટે તેને આવો જાણીને ત્હારે શોક કરવો નહીં. ૨૫

**अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।**
**तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ २६ ॥**

અથવા તું તે આત્માને નિત્ય જન્મતો અને નિત્ય મરતો માનતો હોય, તો પણ હે મહાબાહુ ! ત્હારે એનો શોક કરવો યોગ્ય નથી. ૨૬

**जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।**
**तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥**

કેમકે જન્મેલાને માટે મૃત્યુ નક્કી છે અને મરેલાને માટે જન્મ નક્કી છે, તેથી એ અટકાવી ન શકાય એવી બાબતમાં ત્હારે શોક કરવો યોગ્ય નથી. ૨૭

---

૧—જો કે આત્માના વિષયનો આ પક્ષ સિદ્ધાન્ત નથી તો પણ પ્રભુ અર્જુનનો શોક દુર કરાવા માટે આત્માની અનિત્યતાની કલ્પના માત્ર કરીને શોક નહી કરવાનું કહે છે. માટેજ પક્ષાન્તર સૂચવવા માટે ‘ **अथ** ’ નો પ્રયોગ કર્યો છે.

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥**

હે ભારત ! આદિ કાળમાં એ જીવો અપ્રકટ છે, મધ્ય સમયમાં પ્રકટ છે, તથા મૃત્યુ પછી પાછા અપ્રકટ છે. ત્યારે તેને માટે શોક શો કરવો ? ૨૮

**आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः । आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥ २९ ॥**

કોઇ પુરૂષ આ આત્માને આશ્ચર્ય પમાડે એવો જુએ છે, વળી બીજો એને આશ્ચર્ય પમાડે એવો કહેછે, બીજો એને આશ્ચર્ય પમાડે એવો સાંભળે છે, અને કોઇ આત્માને એવો સાંભળે છે, અને આત્માને એવો સાંભળવા છતાં પણ કોઇ પુરૂષ તેને સમજી શકતો નથી. ૨૯

---

૧—કારણકે જીવને દેહાદિકની સાથે પ્રકટ અવસ્થામાં આસક્તિ હોય છે. અને આસક્તિથીજ શોક હોય છે. પણ આદિ અને અન્ત અવસ્થામાં જ્યારે તે અપ્રગકટ અવસ્થામાં આવે છે ત્યારે તેની સાથે આસક્તિ થતી નથી તો પછી શોક કરવાનું પણ કારણ રહેતું નથી.

**देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।**
**तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥३०॥**

હે ભારત ! સર્વના દેહમાં રહેલો આ આત્મા કોઇ કાળે પણ હણાય નહીં તેવો છે, તેથી ત્હારે સર્વ પ્રાણીઓને શોક કરવો યોગ્ય નથી. ૩૦

**स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।**
**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ३१**

વળી તું ત્હારો ( ક્ષત્રિય ) ધર્મ વિચારે તો પણ યુદ્ધમાંથી ચલિત થવું એ ત્હને યોગ્ય નથી; કારણકે ક્ષત્રિયને માટે ધર્મયુક્ત યુદ્ધ કરતાં બીજું કાંઈ પણ વધારે કલ્યાણકારી નથી. ૩૧

**यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।**
**सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम्॥३२॥**

હે પાર્થ ! દૈવયોગથી પ્રાપ્ત થયેલું, અને સ્વર્ગના ખુલ્લા દ્વાર સમાન, આવા પ્રકારનું યુદ્ધ જે ક્ષત્રિયોને મળેછે તેઓ ભાગ્યશાળી છે. ૩૨

**अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।**
**ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि३३॥**

છતાં આ ધર્મયુક્ત યુદ્ધ તું નહીંજ કરે તો ત્હારો ધર્મ અને કીર્તિ ગુમાવીને તું પાપનો ભાગી થઇશ. ૩૩

**अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ।**
**संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥**

વળી સર્વ મનુષ્યો લાંબા સમય સુધી ત્હારી અપકીર્તિ ગાશે, અને પ્રતિષ્ટિત પુરૂષને માટે અપકીર્તિ મરણ કરતાં પણ વધારેછે. ૩૪

**भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।**
**येषां च त्वं बहुमतो भूत्वा यस्यासि लाघवम् ३५**

મહારથીઓ ત્હને ભયને લીધે રણમાંથી નાસી ગયેલો માનશે, અને જેઓ ત્હને બહુ માન આપતા હશે તેઓમાં તું હલકો ગણાઇશ. ૩૫

**अवाच्यवादांश्च बहून्वदिष्यंसि तवाहिताः।**
**निंदन्तस्तव सामर्थ्यं ततो दुखतरं नु किम् ३६॥**

વળી ત્હારા શત્રુઓ ત્હારા સામર્થ્યની નિંદા કરીને ન બોલવાના ઘણા શબ્દો બોલશે. તેથી વધારે દુઃખ બીજું કયું ?૩૬

**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।**
**तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥**

જોતું હણાઈશ તો સ્વર્ગ પામીશ અને જો જીતીશ તો પૃથ્વીને ભોગવીશ. માટે હે કુંતીપુત્ર ! યુદ્ધ કરવાનો નિશ્ચય કરીને ઉઠ. ૩૭

**सुखदुःखे[1] समे कृत्वा लाभालाभौ जयाजयौ ।**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥**

સુખ દુઃખ, લાભ હાનિ, તથા જય અને પરાજયને સમાન ગણીને યુદ્ધ માટે તૈયાર થા. આ પ્રમાણે કરવાથી ત્હને પાપ લાગશે નહીં. ૩૮

**एषा तेऽभिहिता सांख्ये[2] बुद्धिर्योगे त्विमांशृणु ।**
**बुद्ध्या युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥३९॥**

---

૧—અહીંથી ભગવદ્ધર્મ અથવા નિવૃત્ત ( નિષ્કામ ) કર્મનો સૂત્રપાત કર્યો છે.

૨—અહીં સાંખ્યશબ્દથી નકરો વેદાન્ત **અથવા** તો કપિલશાસ્ત્ર લેવાનું નથી, અને યોગ શબ્દથી પાતંજલ અષ્ટાંગ યોગ પણ નહિ લેવો, કિન્તુ સાંખ્યથી કર્મત્યાગ અને યોગ શબ્દથી ફલાસકિતરહિત પ્રભુને અર્પણ કરીને કરવાનું કર્મ લેવાનું છે. સાંખ્ય–એટલે કેવલ જ્ઞાનમાર્ગનો એવો સિદ્ધાન્ત છે કે કયારે ન કયારે કર્મોનો ત્યાગ કરવો જ પડશે. કારણકે કર્મો અનિત્ય છે. એમ માનીને તે લોકો કર્મોનો ત્યાગ કરે છે. પણ કર્મયોગનો સિદ્ધાન્ત છે કે પ્રભુને અર્પણકરી

આ સમજણ ત્હને મેં સાંખ્ય એટલે જ્ઞાનમાર્ગ પ્રમાણે આપી; હવે તે સમજણ હું ત્હને યોગમાર્ગ એટલે ભગવત્કર્મયોગ પ્રમાણે કહુંછું તે સાંભળ, કે જે સમજણથી હે પાર્થ ! તું કર્મનાં બંધનને તજી શકીશ. ૩૯

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०॥

---

ફલાસકિતરહિત કર્મો કરવાથી જો પ્રભુ કૃપા થી પ્રભુને સાક્ષાત્કાર થઈ જાય તો પણ લોકને સન્માર્ગે ચલાવવા માટે તે કર્મ કરવાજ. હવે જ્યારે જ્ઞાન માર્ગપ્રમાણે કર્મોનો ત્યાગ કરવોજ પડશે તો પછી હું આવા ઘોર કર્મ શું કરવા કરૂં અથવા પ્રથમથીજ તેનો ત્યાગ કેમ નહીં કરૂં ? આવી શંકા અર્જુનને થાય તે માટે પ્રભુએ આજ્ઞા કરી કે હે અર્જુન હવે હું ત્હને યોગ વિષયની સમજણ આપું છું તે તૂં સાંભળ.

૧—પ્રભુને અર્પણ કરી કરેલાં કર્મોનો કોઈ વખતે **અથવા** તો કોઈ જન્મમાં પણ નાશ થતો નથી. એક જન્મમાં જો સિદ્ધિ ન મલે તો બીજામાં અવશ્ય મલે છે. વળી આવી રીતે અર્પણ કરીને કર્મ કરતાં ભગવદ્દીયના કર્મોમાં કોઈ જાતનો દોષ ભુલથી આવી જાય તો પ્રભુ પોતે તેનું નિવારણ કરે છે. માટે નિષ્કામ કર્મયોગમાં પ્રત્યવાય થતો નથી. વળી મ્હોટા મ્હોટા યજ્ઞો નહીં કિન્તુ નાન્હો સરખો પણ આવો ભગવદ્ધર્મ મ્હોટા સંસારાસકિત વિગેરે ભયોમાંથી મુક્ત કરી દે છે.

વળી તેમાં કોઇ પણ પ્રયત્ન ( પ્રારમ્ભ ) વ્યર્થ જતો નથી; તેમ દોષ પણ લાગતો નથી; અને આ ધર્મનું એટલે નિષ્કામ કર્મનું ( ભગવદ્ધર્મ ) થોડું પણ સેવન કર્યું હોય તો તે મોટા ભયથી બચાવેછે. ૪૦

**व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।**
**बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥**

હે કુરૂનંદન અર્જુન ! આ નિષ્કામ કર્મમાં મનુષ્યની બુદ્ધિ એકજ નિશ્ચયવાળી હોય છે; પણ ચંચળ મનવાળાની બુદ્ધિ બહુ શાખાવાળી અને અનંત હોય છે. ૪૧

**यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।**

---

૧—કામનાઓનો ત્યાગકરી અહંતામમતાને દુર રાખી પ્રભુપ્રીત્યર્થે કર્મ કરનારાની બુદ્ધિસ્થિર રહે છે. એક ઠેકાણે રહે છે. કારણકે તેની બુદ્ધિનું ઠેકાણું એક પ્રભુ છે. પણ જે લોકો ફલમાં આસક્તિ રાખી કામનાઓ માટે ( પ્રભુના માટે નહીં ) કર્મ કરે છે. તેમની બુદ્ધિનું ઠેકાણું રહેતું નથી. કારણકે એક ઇચ્છાની હજાર હજાર શાખા ( પ્રકાર ) હોય છે. અને તે થી બુદ્ધિ પણ અનંત થઈ જાય છે. તેની બુદ્ધિનો ઢંગ ધડો રહતો નથી. માટે પ્રભુપ્રીત્યર્થે કર્મ કરવાં આ ભકિતમાર્ગનું રહસ્ય અહિયાં સૂચવ્યું છે.

૧—ઉપરથી દેખવામાં સારી લાગતી અને એમાંથી અમુક ફલ થશે એવી આશાજનક.

**वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥४२॥**

**कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाः ।**
**क्रियाविशेपबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥**

હે પાર્થ ! માત્ર વેદના વાદમાંજ પ્રીતિવાળા એટલે વેદના ખરા રહસ્યને નહીં જાણુનારા, અને " વિષયોના ભોગો તથા ઐશ્વર્ય સિવાય બીજું કંઈજ મેળવવા યોગ્ય નથી " એવું બોલનારા અજ્ઞાની માણસો રમણીય લાગે એવી વાણી બોલેછે. અને કામનાવાળા તથા સ્વર્ગ લોકને જ શ્રેષ્ઠ માનનારા તેઓ ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિ માટે, જન્મ તથા કર્મનાં ફળને આપનારી ઘણા પ્રકારની ક્રિયાઓ કરવાનું કહે છે. ૪૩

**भोगैश्वर्यप्रसक्तानां तयाऽपहृतचेतसाः ।**
**व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ।४४।**

પણ જેઓ ભોગ તથા ઐશ્વર્યમાં આસક્તિવાળા છે તથા એવી વાણીથી જેઓનાં મન મોહિત થયાં છે તેઓની બુદ્ધિ સમાધિમાં ( સામ્યપણાના નિશ્ચયમાં ) એકાગ્ર થતી નથી. ૪૪

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ४५

---

૧—પ્રકૃતિના ગુણ સત્વ, રજ, અને તમ છે. તેના થી સમગ્ર પ્રપંચ મોહિત છે, આસકત છે, માટેજ તે બન્ધનને પામે છે. ભિન્ન ભિન્ન પ્રકારની કામનાઓ થવી તે પ્રકૃતિના ગુણોની ઓળખાળ છે. તેવી કામનાઓમાં આસકત થઈ જીવ પ્રપંચમાં બંધાઈ જાય છે. અંધ અને ભૂલા પડી ગયેલા માણસને અવળો રસ્તો અથવા તો કુવાનો રસ્તો બતાવવો જેમ ઉત્તમ માણસનું કામ નથી, તેમ પ્રકૃતિના ગુણોના મોહમાં ફસાયેલા પ્રભુ તરફથી વિમુખ જીવોને અવળે માર્ગે લઈ જવાનું, અથવા તો પ્રકૃતીના ગુણોમાંજ પાછા ફસાવી મારવાનું કામ વેદનું નથી. વેદ તો પરમાત્માની પાસે જવાનો શુદ્ધ રસ્તો જીવને બતાવે છે. પણ વટલેલ માણસને જેમ બુદ્ધિમાન્ માણસ ક્રમથી સારા રસ્તા ઉપર લાવી શકે છે, અને લાવે છે. તેમ વેદ પણ સંસારમાં ફસાયેલા કામનાઓથી પરવશ થયેલા જીવોને તેમની ઈચ્છાનુસાર કામ્ય કર્મોનો ઉપદેશ કરી કરીને ક્રમ ક્રમ થી ઉંચે રસ્તે ચઢાવવા માગે છે. જ્યાં સુધી માણસને અનુભવ ન થાય ત્યાં સુધી ખોટા ખરાની ઓળખાણ થાય નહિં. તેમ વેદ પણ, કામ્ય કર્મ કરવા લાયક નથી, તેનું ફલ અતિશય હલકું છે, કામ્ય કર્મ પ્રકૃતિના ગુણોમાં ફસાવનારૂં છે, પ્રભુને ભુલાવનારૂં છે, એમ અનુભવ કરાવવા માટેજ કેટલેક ઠેકાણે કામ્ય કર્મોનો ઉપદેશ કરે છે. જ્યારે તેનો અનુભવ થઈ જાય અને તેના માઠાં ફલ ચાખે ત્યારે બીજી વખતે નિષ્કામ કર્મ કરે. તેના પછી ઈશ્વરાર્પિત કર્મ કરે અને તે પછી

વેદાઃ ( કર્મકાંડ ) સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોનુંજ વિવેચન કરેછે. પણ હે અર્જુન ! તું તે ત્રણે ગુણોથી રહિત થા, તથા ( સુખ દુઃખ આદિ ) જોડકાં રહિત, નિત્ય ચિત્તશુદ્ધિવાળો, યોગ ( પ્રાપ્ત કરવું ) અને ક્ષેમ ( સાચવવું ) વગરનો તથા પ્રભુમાંજ નિષ્ઠાવાળો થા. ૪૫

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।**
**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥**

સર્વ તરફ પાણી ભરપૂર થતાં તળાવ કે વાવ જેટલી ઉપયોગી છે, તેટલાજ જ્ઞાની બ્રાહ્મણને વેદ—કર્મકાણ્ડ ઉપયોગી છે. ૪૬

---

ભગવદ્ધર્મોનું આચરણ કરીને પ્રભૂની પ્રાપ્ત કરે છે. બસ આવી રીતે ક્રમ ક્રમ થી ઉચ્ચ શ્રેણીમાં લઈ જવા માટેજ હલકા અધિકારિયો માટે વેદમાં કયાંકે ત્રિગુણાત્મક કામ્ય કર્મોનું નિરૂપણ છે. તેનો ત્યાગ કરવા માટે પ્રભૂ અર્જુનને આજ્ઞા કરે છે, કે હે અર્જુન કર્મ કાણ્ડનો કેટલોક ભાગ પ્રકૃતિના ગુણોની વાતો થી ભરેલો છે. તું તો ત્રિગુણ થી જુદા અને નિત્ય સત્વમુર્તિ આત્મા ( પ્રભૂ ) માં સુખ દુઃખની ભાવનાઓને મુકી યોગ ક્ષેમને પણ પ્રભૂમાં રાખી ને સ્થિર થા.

૧—જ્યારે ચારે બાજુ ભરપૂર પાણી થઇ જાય ત્યારે જેમ કુઆનું કંઈ પ્રયોજન રહેતું નથી. તેમ પ્રભૂની ઓળખાણ થયાબાદ જ્ઞાનીને

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७ ॥**

ત્હારો અધિકાર માત્ર કર્મ[1] કરવાનો છે, પણ તેનાં ફળની ઇચ્છાનો અધિકાર ત્હને કદી નથી, માટે કર્મનાં ફળ મેળવવાનો હેતુ તું રાખ નહીં, તેમ કર્મોનો ત્યાગ કરવામાં પણ તું પ્રીતિ કર નહીં. ૪૭

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते**

અને હે ધનંજય ! એ પ્રમાણે કર્મયોગને વિષે સ્થિત થઈ આસકિત તજીને તથા જય પરાજયમાં સમાન ભાવવાળો થઈ ને કર્મો કર. એવી સમાનતાજ યોગ કહેવાયછે. ૪૮

---

પણ તે કર્મ કાણ્ડાત્મક વેદની જરૂર રહેતી નથી, એમ આશ્લોકનું તાત્પર્ય સમજવું.

૧—કરવું, નહીં કરવું, અને મનગમતું કરવું, તેમાં સમર્થ એક પ્રભૂજ છે. માટે અમુક કર્મનું ફલ આંપવું કે નહી તે પ્રભૂના હાતમાં છે. જીવને ફલનો હેતુ રાખીને કર્મ કરવાની જરૂર છે જ નહી. જ્યારે કર્મના ફલની પ્રાપ્તિ કરવી તે મ્હારા હાથમાં નથી તો પછી હું કર્મ પણ શું કરવા કરૂં એમ માનીને કર્મનો ત્યાગ પણ ન કરવો. કારણકે કેવલ પ્રભુની આજ્ઞા કર્મ કરવાની છે, એમ માનીને ફલાશા છોડી, પ્રભુ પ્રીત્યર્થે કર્મ કરવાં.

**दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।**
**बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ ४९ ॥**

હે ધનંજય ! સમાન બુદ્ધિ રાખીને કર્મ કરવા કરતાં કર્મ ( સકામ કર્મ ) ઘણું ઉતરતું છે, માટે તું નિષ્કામ બુદ્ધિનોજ આશ્રય કર. ફળના હેતુવાળા પુરૂષો દીન છે. ૪૯

**बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।**
**तस्माद्योगाय युजस्व योगः कर्मसु कौशलम् ५०**

સમાન બુદ્ધિયુક્ત થવાથી મનુષ્ય સારાં અને નરસાં બંને કર્મો અહીં તજી દેછે; માટે તું યોગ ( સમબુદ્ધિ ) પ્રાપ્ત કરવા પ્રવૃત્ત થા. યોગ એટલે કર્મોમાં કુશળ પણું. ૫૦

**कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।**
**जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥५१॥**

જ્ઞાની પુરૂષો કર્મોથી ઉત્પન્ન થતા ફળોનો ત્યાગ કરીને, સમાન બુદ્ધિયુકત થઈને, અને જન્મના બંધનમાંથી મુકત થઈને, દુઃખ રહિત મોક્ષપદને પામેછે. ૫૧

**यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।**
**तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥५२॥**

જ્યારે ત્હારી બુદ્ધિ મોહરૂપી કાદવને તરી જશે ત્યારે, સાંભળવા યોગ્ય અને સાંભળેલી કર્મકાણ્ડની બાબતો ઉપર ત્હને વૈરાગ્ય થશે. ૫૨

**श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।**
**समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥५३॥**

કર્મકાણ્ડના ફળોનું શ્રવણ કરવા થી ભ્રમમાં પડેલી ત્હારી બુદ્ધિ સમાધિ વિષે અચળ થઈ ને જ્યારે સ્થિર થશે, ત્યારે તું યોગને પામીશ. ૫૩

**अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યા:—**

**स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।**
**स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ५४**

હે કેશવ ! સમાધિમાં સ્થિર થયેલા, નિશ્ચળ બુદ્ધિવાળા પુરૂષનું લક્ષણ શું ? નિશ્ચળ બુદ્ધિવાળો કેવી રીતનું બોલેછે ? કેવા રીતે બેસેછે ? અને કેવી રીતે ચાલેછે ? ૫૪

**श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:—**

**प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।**
**आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ५५**

હે પાર્થ! જ્યારે મનુષ્ય મનની સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરેછેઃ અને પ્રભુમાં પોતાની મેળેજ સંતોષ પામેછે ત્યારે તે પ્રભુમાં નિશ્ચળ બુદ્ધિવાળો કહેવાયછે. ૫૫

**दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।**
**वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥**

જે મનુષ્ય દુઃખોમાં ઉદ્વેગ રહિત મનવાળો, સુખોમાં સ્પૃહા વગરનો, અને રાગ, ભય, તથા ક્રોધ વગરનો હોયછે તે નિશ્ચળ બુદ્ધિવાળો મુનિ કહેવાય છે. ૫૬

**यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।**
**नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५७॥**

જે મનુષ્ય સર્વ સ્થળે આસક્તિ રહિત છે, અને જે શુભ તથા અશુભને પામીને પ્રસન્ન થતો નથી, કે દ્વેષ કરતો નથી, તેની બુદ્ધિ પ્રભુમાં સ્થિર છે એમ જાણવું. ૫૭

**यदा संहरते चायं कूर्मोऽगानीव सर्वशः ।**
**इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८॥**

જેમ કાચબો પોતાનાં અંગોને ચારે તરફથી સંકોચી લેછે, તેમ જે મનુષ્ય ઇંદ્રિયોને ઈંદ્રિયોના વિષયોમાંથી ખેંચી લેછે તેની બુદ્ધિ પ્રભુમાં સ્થિર છે એમ જાણવું. ૫૮

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥

૧—૫૯-૬૦-૬૧-આ ત્રણે શ્લોકોનું સાથે મળીને તાત્પર્ય આ છે, કે કેટલાએક હઠયોગિયો, અથવા તો થોડી અકકલના, કહેવાતા જ્ઞાનમાર્ગિયો; હઠયોગાદિથી કિંવા કર્મેન્દ્રિયોને રોકી રોકીને નહીં જેવી કરવાથીજ અમને જ્ઞાનની પ્રાપ્તિ, અથવા તો મોક્ષની પ્રાપ્તિ થશે, એમ માની લે છે. કિન્તુ ગીતા તેઓના આશય થી તદ્દન વિરૂદ્ધ છે. ગીતાનો આ વિષયમાં એવો મતલબ છે કે ભોજનાદી નહીં કરવા થી, અથવા તો પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિયોનો આહાર એમના વિષયો હોય છે. જેમ ચક્ષુનો આહાર રૂપ છે, કાનનો આહાર સાંભળવું-છે, હાથનો આહાર લેવું છે, અને ત્વચાનો આહાર તેને અનુકુલ આવતો સ્પર્શ છે, એમ દરેક ઈન્દ્રિયના આહાર હોય છે. એ આહાર નહી આપવાથી તે આહાર રૂપ વિષયો કદાચિત્ ઓછા થઈ જાય અથવા તો જતા પણ રહે. માટેજ કેટલાક હઠયોગિઓ અથવા નામ ધારી જ્ઞાનિઓ ઉપવાસ કરવામાં કિંવા કપડાં રંગી લેવામાંજ પોતાની કૃતકૃત્યતા માનીલે છે, કિન્તુ તે થી કૃતકૃત્યતા થતી નથી. કારણકે ઇન્દ્રિયોને બલત્કારે રોકવાથી વાસનાનો નાશ થતો નથી. વાસનાઓ તો પ્રભુનો સાક્ષાત્કાર થયા થી નાશને પામે છે. પ્રભુમાં તત્પર થવાથીજ નાશ થાય છે. સર્વેન્દ્રિયોને પ્રભુમાં લગાડવા થી વાસનાઓનો નાશ થાય છે. જે લોકો કેવળ કર્મેન્દ્રિયોને બલાત્કારથી રોકવાનો પ્રયત્ન કરે છે, તેવા જ્ઞાનિઓની ઇન્દ્રિયોને તેમનું વાસનાથી ભરેલું મન બલાત્કારથી વિષયોમાં ( ઈન્દ્રિયોના આહારમાં ) ખેંચી લઈ જાય છે. તેથીજ ભલભલાઓ કુમાર્ગમાં પડતા દેખાય છે.

આહાર નહીં કરનાર દેહધારી જીવ ઇંદ્રિયોના વિષયોથી નિવૃત્ત થાયછે ખરો, પણ તે વિષયોની આસક્તિથી નિવૃત્ત થતો નથી. તે આસક્તિ તો પરમાત્માના દર્શનથી નિવૃત્ત થાયછે. ૫૯

**यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।**
**इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥ ६० ॥**

હે કુંતીપુત્ર ! મથી નાખનાર ઇંદ્રિયો, પ્રયત્ન કરનારા વિવેકી પુરૂષના મનને પણ બળાત્કારે વિષયોમાં ખેંચી જાય છે. ૬૦

**तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।**
**वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥**

---

માટે હઠયોગ અથવા જ્ઞાની, ગણાવવા ખોટા ઉત્સાહમાં ન પડીને કેવલ ઈન્દ્રિયોને શાસ્ત્રની મર્યાદામાં ચલાવવું અને તેઓને એકદમ ન રોકવું. કિન્તુ તેમના વ્યવહારને શાસ્ત્ર મર્યાદામાં સંકુચિત કરી નાખવું. ઇન્દ્રિયોને એકદમ રોકવાથી તે રોકાતી નથી કિન્તુ વધારે કુમાર્ગમાં જાય છે. માટે તેમને જે સુન્દર મર્યાદામાં રાખે તેજ સ્થિરબુદ્ધિવાલો યોગી કહેવાય છે. અને વળી પ્રભુપરાયણ રહે. એટલેકે સર્વેઇન્દ્રિયોના વ્યવહાર પ્રભુમાં પોંચે તેમ કરે. આવીરીતે જેની ઇન્દ્રિયો વશમાં રહે છે તેની બુદ્ધિ પ્રભુમાં સ્થિર થાય છે.

માટે સર્વ ઈંદ્રિયોને વશ કરીને તથા યોગયુકત થઈને તેણે મ્હારે પરાયણ રહેવું. એવી રીતે જેની ઇંદ્રિયો વશ થઈ હોય તે મનુષ્યની બુદ્ધિ સ્થિર છે એમ જાણવું. ૬૧

**ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।**
**संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ६२**

વિષયોનું ધ્યાન કરનાર પુરૂષને તેમાં આસકિત ઉત્પન્ન થાયછે, આસકિતથી તે વિષયને મેળવવાની ઇચ્છા ઉત્પન્ન થાયછે, અને ઇચ્છાથી જ્યારે તેમાં કોઇ નડતર આવેછે ત્યારે ક્રોધ ઉત્પન્ન થાય છે. ૬૨

**क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति[1] ६३**

---

૧—અમે આ શ્લોકમાં ' પ્રણશ્યતિ ' નો નાશ થાય છે એમ અર્થ કર્યોછે તેથી એમ નહીં સમજી લેવું કે જીવ મરી જાય છે. જીવ મરતો નથી કારણકે પ્રભુનો અંશ હોવાથી તે નિત્ય છે. કિન્તુ પ્રણશ્યતિનુ તાત્પર્ય સ્વધર્મ થી ચ્યુત થાય છે,–ભુલો પડી જાયછે,–એમ કરવું. ઈન્દ્રિયોને પ્રભુમાં ન લગાડીને છુટી મુકવા થી જીવ બુદ્ધિનાશ સુધી પોંચે છે. અને તે થી પોતે જ નષ્ટ થઈ જાય છે. એટલે જીવમાં પ્રભુનો ભાવ કોઈ દિવસ આવતો નથી. જીવમાં ઈશ્વર ભાવ ન આવે તો તે જીવનો નાશજ કહેવાય છે.

ક્રોધથી મોહ ( શું કરવું અને શું ન કરવું તેનું અભાન ) ઉત્પન્ન થાયછે, મોહથી સ્મરણશક્તિમાં ભ્રમણા થાયછે, સ્મરણશક્તિની ભ્રમણાથી બુદ્ધિ નાશ પામેછે, અને બુદ્ધિના નાશથી તે પુરૂષનો નાશ થાયછે. ૬૨

रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥

રાગદ્વેષથી રહિત અને પ્રભુને આધીન એવો પુરૂષ, મનને વશ કરીને ઇંદ્રિયો વડે વિષયોમાં રમતો છતો પણ શાન્તિને પામેછે. ૬૩

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥

તે શાન્તિને લીધે આ પુરૂષનાં સર્વ દુઃખો નાશ પામેછે; કારણકે શાન્ત ચિત્તવાળાની બુદ્ધિ સહજરીતે સ્થિર થાયછે.૬૫

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम्॥६६॥

અસ્થિર ચિત્તવાળાની બુદ્ધિ શુદ્ધ હોતી નથી, તેમ અસ્થિર ચિત્તવાળો પ્રભુની ભાવના પણ કરી શકતો નથી, અને ભાવના કરી શકે નહીં ત્હેને માટે શાંતિ પણ નથી, અને જેને શાન્તિ નથી ત્હેને સુખ કયાંથી હોય ? ૬૫

**इंद्रियाणां हि चरतां[1] यन्मनोऽनुविधीयते ।**
**तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥ ६७ ॥**

જળમાં રહેલા નાવને જેમ વાયુ ખેંચી જાયછે, તેમ ભટકતી ઇંદ્રિયોમાંથી જે ઇંદ્રિયને મન આધીન થાયછે તે ઇંદ્રિય આ પુરૂષની બુદ્ધિ ને ખેંચી જાયછે. ૬૬

**तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।**
**इंद्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६८॥**

તેથી હે મહાબાહુ ! જેની ઇંદ્રિયોનો પોતપોતાના વિષયોથી સંપૂર્ણ રીતે નિગ્રહ થયેલો છે તેની બુદ્ધિ સ્થિર છે એમ જાણવું. ૬૭

**या[2] निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः६९**

જે સર્વ પ્રાણીઓની રાત્ર છે તેમાં ઇંદ્રિયોનો નિગ્રહ કરનાર યોગી જાગેછે; અને જેમાં સર્વ પ્રાણીઓ જાગેછે તે જાગૃત મુનિની રાત્રિ છે. ૬૮

---

૧—છુટથી પોત પોતાનાં વિષયોમાં જતા.

૨—પ્રભુને તથા તન્મય પદાર્થોને જાણનાર અને તેને નહીં જાણનાર મનુષ્યના આચરણ પરસ્પર જુદા હોય છે. તે આ શ્લોકનું તાત્પર્ય છે.

**आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् । तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥ ७० ॥**

પૂર્ણ રીતે ભરેલા સમુદ્રમાં નદીઓનું જળ મળેછે, છતાં તે જેમ અચળ રહે છે, તેમ જે પુરૂષમાં સર્વ વિષયો પ્રવેશ કરેછે છતાં જે પ્રભુ ભાવનામાં અચળ રહેછે તે શાન્તિને પામેછે. વિષયોની ઇચ્છાવાળો મનુષ્ય શાન્તિને પામતો નથી. ૭૦

**विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः । निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥ ७१ ॥**

જે પુરૂષ સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરીને સ્પૃહા, ( કામના ) મમતા, તથા અહંકાર વિનાનો થઈને પોતાના અધિકારાનુસાર કર્મ કરેછે. તે શાંતિને પામેછે. ૭૧

**एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति । स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति।७२।**

હે પાર્થ ! આ પ્રમાણે બ્રહ્મનિષ્ટ પુરૂષની સ્થિતિ છે. અથવા તો પ્રભુમાં બુદ્ધિને અચલ થવાનું સ્વરૂપ છે. આ સ્થિતિને પ્રાપ્ત કરીને કોઈ મોહ પામતો નથી. અંતકાળે પણ આજ સ્થિતિમાં રહીને એવો પુરૂષ બ્રહ્મનિર્વાણ એટલે મોક્ષને પામેછે. ૭૨

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्ययोगो नाम द्वितीयोऽध्यायः २

આવી રીતે પ્રભુએ ગાયેલા ઉપનિષદોમાં પ્રભુ ભક્તિવાલા કર્મ-યોગ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુનના સંવાદમાં સાંખ્યયોગ ( આત્મવિચારને અનુકુલ ઉપાય ) નામનો બીજો અધ્યાય ( ગ્રંથનો થોડોક ભાગ ) સમ્પૂર્ણ થયો છે.

  

---

## બીજા અધ્યાયનું તાત્પર્ય.

૧—અર્જુનના મનમાં એમ ભય હતું કે મને આ યુદ્ધ થી ગુરૂ હત્યા બન્ધુ હત્થા વગેરે કર્મોનું પાપ થશે. પણ પ્રભુએ આ અધ્યાયના પ્રારમ્ભમાં સાંખ્ય માર્ગના અનુસારે આત્માની નિત્યતા બતાવીને તે ભય દુર કીધું છે. માટે જ અધ્યાયનું નામ સાંખ્ય યોગ રાખ્યું છે. તેથી આ અધ્યાયમાં કેવલ સાંખ્યનુંજ નિરૂપણ છે, એમ નહિં માની લેવું. કિન્તુ આ અધ્યાયમાં સમગ્ર ગીતામાં જે કંઈ કહેવાનું છે, તેનો સંક્ષેપ છે. અને અઢારમા અધ્યામાં પણ સમગ્ર ગીતામાં કહેલાં સિદ્ધાંન્તોનું નિગમન ( સંક્ષેપ ) છે. જે જે અધ્યાપમાં જે જે વિષય મુખ્ય છે. તેના અનુસારે તે તે અધ્યાયનું નામ રાખવામાં આવ્યું છે. આ અધ્યાયમાં આત્મવિચાર થી અર્જુનના મોહને દુર કીધો છે. માટે આનુ નામ ' સાંખ્ય યોગ ' છે, અધ્યાયની ઈતિશ્રીમાં જે 'યોગ' શબ્દ આવે છે તેનો પ્રસંગોપાત્ત અર્થ 'ઉપાય' છે.

# અધ્યાય ૩ જો. કર્મયોગ.

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:—

**ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।**
**तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव १**

હે જનાર્દન ! હે કેશવ ! જો તમે કર્મના કરતાં જ્ઞાનને શ્રેષ્ઠ માનતા હો, તો પછી શામાટે મ્હને ( આ યુદ્ધ રૂપી ) ઘોર કર્મમાં જોડોછો ?

---

૧—સાંખ્યમાર્ગના અનુસારે આત્માનું નિત્યપણું ઉપદેશીને અર્જુનનું ભય દૂર કીધું. અને ભીષ્માદિક શોક કરવા લાયક નથી એમ પણ કહ્યું. તે પછી સમબુદ્ધિ થી કર્મ કરનારને પાપ લાગતાં નથી, માટે કર્મ યોગના અનુસારે પણ ત્હારે યુદ્ધ કરવું જોઇએ, એમ કહ્યું. જેની સમબુદ્ધિ થઇ જાય છે. તેવા સ્થિત પ્રજ્ઞ કર્મયોગીના સ્વરૂપનું પણ નિરૂપણ કર્યું. પણ એટલા માત્ર થી અર્જુનના સંદેહનો નિરાસ થતો નથી. આ વાત સાચી છે કે કોઈ પણ કામ સમબુદ્ધિ થી કરવામાં આવે તો તેનું ફલ કરનારને લાગતો નથી. પણ જો સમ બુદ્ધિ રાખવી શ્રેષ્ઠ છે, તો પછી સ્થિત પ્રજ્ઞની પેઠે બુદ્ધિને સ્થિર કરીને બેસી જવું તે જ ઠીક લાગે છે. કર્મ શાને માટે કરવાં જોઈયે. અને યુદ્ધ પણ શાને માટે કરવું. આ વાતને અર્જુને અહીં શંકારૂપે કહી છે. ત્યારે આ અધ્યાયમાં પ્રભુએ ' કર્મ જરૂર કરવાંજ જોઈયે ' એમ સ્પષ્ટ પ્રતિપાદન કર્યું છે.

**व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।**
**तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥**

ગુંચવણ ઉપજાવે એવાં વચનો કહીને તમે મ્હારી બુદ્ધિને મોહ પમાડોછો, તે કરતાં એકજ વાત નિશ્ચયપૂર્વક કહો કે જેથી હું કલ્યાણને પામુ. ૨

**लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।**
**ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥३॥**

---

૧—પ્રભુની ઇચ્છા થી, પ્રારબ્ધ કર્મોના અનુસારે આ જગત્માં પુરૂષોના બે પ્રકારના નિશ્ચય હોય છે. કેટલાક જ્ઞાનને પ્રધાન માનનારા એ। વેદોકત કર્મોથી ચિત્તની શુદ્ધિ થયાબાદ તેનો ત્યાગ કરી દેવો અને શ્રવણ મનન નિદિધ્યાસન દ્વારા વૃત્તિને બ્રહ્મમય ( પ્રભુમય ) કરીને બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો એમ નિશ્ચય કરે છે, જ્યારે સાધનોને જ પ્રધાન સ્થાન આપનારા સર્વ કર્મોને પ્રભુમાં અર્પણ કરી સમબુદ્ધિ થી વેદોકત કર્મ કર્યાજ કરવાં તેને છોડવાં નહિં, પ્રથમ કર્મકાણ્ડીય નિષ્કામ કર્મ, પછી જ્ઞાનમાર્ગીય શ્રવણ નિધિધ્યાસન, તદનતર શ્રવણાદિ નવ ભકિતમાર્ગીય ધર્મ, એમ ઉત્તરોત્તર ઉત્તમ શ્રેણીમાં પહોંચીને પ્રભુનો સાક્ષાત્કાર કરવો એમ નિશ્ચય રાખે છે. માટે જ મેં તારા આગલ દ્વિતીય અધ્યાયમાં બન્ને નિષ્ઠાઓનું નિરૂપણ કર્યું.

એક ઠેકાણે જ્ઞાનનું અઙ્ગ ( ઉપકાર કરનારૂં ) કર્મ થાય છે, તો બીજે ઠેકાણે કર્મનું અંગ જ્ઞાન થાયછે. બન્ને બન્નેના ઉપકાર કરનારા

હે નિષ્પાપ ! મેં પ્રથમ કહ્યું તે પ્રમાણે આ જગત્માં બે પ્રકારના નિશ્ચય છેઃ—જ્ઞાનયોગથી સાંખ્યવાળાઓનો; અને કર્મયોગથી યોગીઓનો. ૩

**न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।**
**न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ४ ॥**

---

છે. આ વાત વેદવ્યાસજીએ પણ પોતે કરેલા બ્રહ્મમીમાંસાના અને ' **अथातो ब्रह्मजिज्ञासा** ' **तत्तु समन्वयात्** આબન્ને સૂત્રોમાં કહી છે. શ્રીમદ્વલ્લભાચાર્ય શ્રી પણ તેને ભાષ્યમાં પુષ્ટ કરેછે.

૧.—સારાં કે ખરાબ બન્ને જાતનાં કર્મ જ્યારે ન રહે ત્યારે તેવી અવસ્થાને નૈષ્કર્મ્ય કહે છે. ત્યારે જ મોક્ષ થાય છે. કિન્તુ કર્મ નહીં કરવાથી એટલે મુગા બેસી રહેવા થી તેવી સ્થિતિ મળતી નથી. કારણકે કોઇ પણ માણસ એક ક્ષણ માત્ર ચેષ્ટા ( કર્મ ) કર્યા વિના રહી શકતો નથી, તે જીવનો સ્વભાવ છે. જો શરીરને કે કર્મેન્દ્રિયોને ( હાથ પગ જીભ વિગેરે ) રોકીને બેસે તો પણ મન તો પોતાનું કામ કર્યાજ કરેછે. તેથી કર્મ નહિં કરવાથી મોક્ષ મળતો નથી એ ઠીકજછે, તેમ કર્મોના ત્યાગ કરવાથી પણ નૈષ્કર્મ્ય સિદ્ધિ મળતી નથી. કર્મની અવસ્થા ત્રણ પ્રકારનીછે, ક્રિયમાણ સંચિત અને પ્રારબ્ધ. જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય દ્વારા કર્મ બને છે, અને તે બધા કર્મો સંસ્કાર ( ગીતાની ભાષામાં સંપત્ ) રૂપથી અતઃકરણમાં જમે થાયછે, તે સંસ્કારરૂપ કર્મો જીવની સાથે દરેક દેહમાં જાયછે. ત્યાં તેને તે કર્મોના અનુસારે અન્તર્યામી પ્રભુ ફલ આપે છે. જે કર્મો ફલ

કર્મો ન કરવાથી પુરૂષ કર્મોથી મુક્ત થતો નથી, તેમ માત્ર સંન્યાસથી પણ તે પૂર્ણતાને પામતો નથી. ૪

**नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥**

કોઇ પણ મનુષ્ય એક ક્ષણવાર પણ ખરેખર કર્મ કર્યા વગર રહી શકતો નથી, કારણકે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણોને લીધે સર્વ મનુષ્યો પરાણે કર્મ કરેછે. ૫

---

ભોગવા માટે નિયત કરેલાં હોય છે તેને પ્રારબ્ધ કહે છે. પ્રારબ્ધનો ભોગ કર્યા શિવાય છુટકો નથીજ. પ્રભુનો અતિશય અનુગ્રહ હોય તોજ તેનો નાશ થાય છે. તેવી દશાને સદ્યોમુકિત કહેછે. એક જન્મમાં બધા કર્મોનો ભોગ થઈ શકતો નથી. માટે બાકી રહેલા તે જમે રહે છે, તેનું નામ સંચિત છે. અત્યુચ્ચ જ્ઞાન અથવા તો સાધન સાધ્ય ભકિત તેનો નાશ કરી શકે તેમ છે. આવી દશામાં જો કોઈ પુરૂષ કર્મ કરવાં છોડી દે અથવા તો ન જ કરે તો તે બની શકતું નથી, કારણ કે પ્રારબ્ધ કર્મ થી તૈયાર થયેલી પોતપોતાની પ્રકૃતિ, (સ્વભાવ) ત્હેને જબરદસ્તી કર્મ કરાવેજ છે, ત્યારે તે પાછા જમે થાય તો પછી નૈષ્કર્મ્ય ક્યાં થી થઇ શકે. માટેજ પ્રભુ આજ્ઞા કરેછે કે કર્મ ન કરવા થી કિંવા સન્યાસ લેવા થી નૈષ્કર્મ્ય મળતું નથી. નૈષ્કર્મ્ય કેમ મલે છે તે વાત આગલના શ્લોકોમાં બતાવશે.

**कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ।६**

કર્મેન્દ્રિયોને રોકીને ઇંદ્રિયોના વિષયોનું જે મહા મૂઢ પુરૂષ મનથી સ્મરણ કરતો રહેછે તે ઢોંગી કહેવાયછે. ૬

**यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।**
**कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥**

અને હે અર્જુન ! મન વડે ઇંદ્રિયોને વશ કરીને, ફળની ઇચ્છા રાખ્યા વિના, જે પુરૂષ કર્મેંદ્રિય વડે કર્મયોગ કરે છે તે શ્રેષ્ઠ છે. ૭

**नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।**
**शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥८॥**

માટે શાસ્ત્રોમાં જે કર્મ કરવાનાં કહેલાં છે તે તું કર; કર્મ ન કરવા કરતાં કર્મ કરવાં એજ શ્રેષ્ઠ છે. વળી કર્મ ન કરવાથી ત્હારા શરીરનો નિર્વાહ પણ થશે નહીં. ૮

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र[1] लोकोऽयं कर्मबंधनः ।**
**तदर्थं कर्म कौन्तेय मुक्तसंगःसमाचर ॥ ९ ॥**

---

૧—મીમાંસકોના મતમાં ક્રત્વર્થ ( યજ્ઞનામાટે ) અને પુરૂષાર્થ ( જીવના પોતાના માટે ) એમ બે પ્રકારના કર્મો કહ્યાં છે. યજ્ઞના માટે

પ્રભુને અર્થે કરેલાં કર્મો સિવાય બીજા કર્મોથી આ જગત્માં મનુષ્યને બંધન થાયછે. તેટલા માટે હે કુંતીપુત્ર ! કર્મના ફળની આસકિત રાખ્યા વિનાજ તું કર્મ કર. ૯

**सहयज्ञा[1]: प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।**
**अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १०॥**

પૂર્વે બ્રહ્માએ યજ્ઞ સહિત પ્રજાને ઉત્પન્ન કરીને કહ્યું કે, આ યજ્ઞથી તમારી વૃદ્ધિ થશે, અને આ યજ્ઞ તમને ઇચ્છિત ફળ આપનાર થાઓ. ૧૦

**देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।**
**परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥**

---

જે કર્મો કરવામાં આવે છે તે જીવને બન્ધન કરતાં નથી. પણ પુરૂષાર્થ કર્મો બન્ધન કરનારાંછે. યજ્ઞ ત્રણ પ્રકારના છે, આધિભૌતિક આધ્યાત્મિક અને આધિદૈવિક. આધ્યાત્મિક યજ્ઞના અધિષ્ઠાતા અનેક દેવોછે. અને આધિદૈવિક યજ્ઞના અધિષ્ઠાતા વિષ્ણુ છે. તે પ્રમાણે જો યજ્ઞના માટે અર્થાત્ પ્રભુને પ્રસન્ન કરવા માટે કર્મ કરવામાં આવે તો તે બન્ધન કરતા નથી, કિન્તુ જો પોતાના સુખની ખાતર કરે તો તેથી જીવ બન્ધનમાં પડે છે. માટે જ પ્રભુ આજ્ઞા કરેછે કે હે અર્જુન તું આસકિત છોડીને યજ્ઞના માટે કર્મ કર.

[1]—વર્ણાશ્રમ વિગેરેના ધર્મોપણ.

આ યજ્ઞથી તમે દેવોનું પોષણ કરો અને દેવો તમારૂં પોષણ કરો ! આ પ્રમાણે પરસ્પર પોષણ કરતાં તમે પરમ શ્રેયને પામશો. ૧૧

**इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।**
**तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥ १२ ॥**

યજ્ઞથી પોષાયેલા દેવો તમને ઇચ્છિત ભોગો આપશે; પણ તેમણે આપેલા એ ભોગો તેમને આપ્યા સિવાય જે મનુષ્યો ભોગવેછે તે ચોર છે. ૧૨

**यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।**
**भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥१३॥**

યજ્ઞનો ( ભગવાનનો ) બાકી રહેલો ભાગ જમનારા સત્પુરુષો સર્વ પાપથી મુક્ત થાયછે; પણ જેઓ પોતાને માટેજ રાંધેછે તે પાપીઓ પાપનું ભોજન કરે છે. ૧૩

**अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।**
**यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥**

અન્નથી પ્રાણીમાત્ર ઉત્પન્ન થાયછે, વરસાદથી અન્ન થાયછે, યજ્ઞથી વરસાદ થાયછે, અને કર્મથી યજ્ઞ થાયછે. ૧૪

**कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।**
**तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥**

બ્રહ્મરૂપ વેદથી કર્મ ઉત્પન્ન થયેલું જાણ. અને તે વેદને અક્ષર ( અવિનાશી ) બ્રહ્મથી ઉપજેલો જાણ. એ પ્રમાણે સર્વ વ્યાપી અવિનાશી બ્રહ્મ સર્વદા યજ્ઞમાં વસેછે. ૧૫

**एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।**
**अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥ १६ ॥**

હે પાર્થ ! આ રીતે બ્રહ્માએ ચલાવેલા ચક્રને આ લોકમાં જે મનુષ્ય અનુસરતો નથી, તે પાપરૂપ જીવતરવાળો અને ઇંદ્રિય સુખમાં આનંદ માનનારો મનુષ્ય વ્યર્થ જ જીવેછે. ૧૬

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १७ ॥**

પરંતુ જે મનુષ્ય આત્મામાં[1] આનંદ માનેછે અને આત્માથી તૃપ્ત છે, તથા જેને આત્મામાંજ સંતોષ છે, તેને કાંઇપણ કર્તવ્ય રહેતું નથી. ૧૭

---

૧—આત્મા શબ્દ મુખ્ય વૃત્તિ થી પ્રભુમાં વર્તેછે. માટે સર્વત્ર આત્મા શબ્દનો અર્થ ભગવાન સમઝવો.

**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥**

તેને આ લોકમાં કર્મ કરવામાં કે ન કરવામાં કાંઈ પ્રયોજન નથી. કારણ કે કોઈ પ્રાણી ઉપર તેનો પ્રયોજન ( આધાર ) નથી. ૧૮

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥**

માટે ફળની ઇચ્છા રાખ્યા વિનાજ સદા કર્તવ્યકર્મ કર. જે પુરૂષ ફળની ઇચ્છાનો ત્યાગ કરીને કર્મ કરેછે તે પરમ પદને ( પ્રભૂને ) મોક્ષને પામે છે.

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।**

---

૧—જ્ઞાન થયા પહેલાં અથવા તો બ્રહ્મજ્ઞાન થયા બાદ પણ નિષ્કામ બુદ્ધિથી પ્રભુ પ્રીતિને માટે અથવા તો લોકને કલ્યાણના માર્ગમાં ચલાવવા માટે કર્મ કરવાંજ જોઈયે, તે વિષયમાં જનક રાજાનું દૃષ્ટાન્ત આપેછે. અને એના આગલના શ્લોકોમાં જીવન્મુક્ત કિંવા ભગવદ્ભક્તકે, જેઓની ગુણદોષ બુદ્ધિ જતી રહીછે, જે સર્વત્ર પ્રભુને જ જુએ છે તેઓને પણ લોકકલ્યાણ માટે કર્મ કરવાંજ જોઈયે તે વિષયમાં પોતાનો દાખલો આપશે.

**लोकसंग्रह[1]मेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥**

પૂર્વે જનક રાજા વગેરે પણ કર્મથી સિદ્ધિને પામ્યા છે. તેથી લોકના કલ્યાણ તરફ દૃષ્ટિ રાખીને ત્હારે પણ કર્મ કરવું ઘટિત છે. ૨૦

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥**

શ્રેષ્ઠ પુરૂષો જે કાંઈ કરેછે તેવું બીજાં માણસો પણ કરેછે, અને તેઓ જે પ્રમાણે કર્મ કરેછે તે પ્રમાણે લોકો પણ વર્તેછે. ૨૧

**न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।**
**नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥**

હે પાર્થ ! મ્હારે ત્રણે લોકમાં કાંઈ પણ કર્મકર્તવ્ય નથી, તથા ન પ્રાપ્ત કરેલું એવું કાંઈ પ્રાપ્ત કરવાનું પણ નથી, તો પણ કર્મમાં હું પ્રવૃત્ત રહું છું. ૨૨

---

૧—સારાં કર્મ કરતાં લોકને શિખવવું, લોકમાં પુણ્યની વૃદ્ધિ કરાવવી, અને અનાસક્ત રહી કર્મ કરીને લોકમાં કર્મ કરવાની પ્રણાલીને ચાલુ રાખવી, તેનું નામ લોકસંગ્રહ છે.

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥२३॥

હે પાર્થ ! આળસ તજીને નિત્ય હું જે કર્મ કરૂંછું તે ન કરૂં તો પછી મનુષ્યો સર્વ પ્રકારે મ્હારા માર્ગનેજ અનુસરે અર્થાત્ તેઓ પણ પોતાના કર્મોને છોડી દે. ૨૩

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ।२४॥

વળી જો હું કર્મ ન કરૂં તો આ ત્રણે લોક નાશ પામે, અને હું વર્ણ સંકરનો કર્તા થાઉં. તથા આ પ્રજાનો હણનાર થાઉં. ૨૪

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥

હે ભારત ! જેવી રીતે અજ્ઞાની મનુષ્યો કર્મમાં આસક્તિ રાખીને કર્મો કરેછે, તેવી રીતે લોકકલ્યાણની ઇચ્છાથી જ્ઞાનીએ આસક્તિ રહિત થઇ ને કર્મો કરવાં. ૨૫

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥२६॥

વળી કર્મમાં દઢ આસક્તિવાળા અજ્ઞાની મનુષ્યોની બુદ્ધિ જ્ઞાનીએ ભ્રમિત કરવી નહીં, પણ તેણે મ્હારા વિષે યુક્ત થઇને સર્વ કર્મો કરતા રહી અજ્ઞાનીઓને કર્મમાં જોડવા. ૨૬

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।**
**अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ २७ ॥**

પ્રકૃતિના ગુણો વડેજ સર્વ કર્મો કરાયછે, છતાં અહંકારથી મૂઢ થયેલો જીવ " હું જ કરનાર છું " એમ પોતાને સ્વતન્ત્ર કર્તા માનીલેછે. ૨૭

**तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।**
**गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥ २८ ॥**

પણ હે મહાબાહુ ! ગુણ તથા કર્મોના વિભાગોના તત્ત્વને જાણનાર મનુષ્ય, ગુણોજ ગુણોમાં વર્તેછે એટલે કે ઇંદ્રિયો ઇંદ્રિયોના વિષયોમાં ભટકેછે, એમ માનીને કર્ત્તાપણાનું અભિમાન કરતો નથી. અર્થાત્ જેમ પાડોશીને ત્યાં મરણ અથવા લક્ષરૂપ્યાનો ફાયદો થતાં અતિ શોકકે અતિહર્ષ થતો નથી, તેમ તત્વજાણનાર ઇંદ્રિયો અને વિષયના સંગમાં આસક્ત થતો નથી. ૨૮

**प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।**
**तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥ २९**

પ્રકૃતિના ગુણથી મૂઢ થયેલા પુરૂષોજ ગુણોવડે કરાતાં કર્મોમાં પોતાને સ્વતન્ત્ર કર્તા માનીને આસક્ત થાયછે. માટે તેવા અજ્ઞાની મંદ પુરૂષોને જ્ઞાનીએ કર્મોમાંથી ચલાયમાન કરવા નહીં. ૨૯

**मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।**
**निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ३० ॥**

આત્મા વિષે પરોવાયેલા ચિત્તથી મ્હને સર્વ કર્મો અર્પણ કરીને, આશા રહિત તથા અહંકાર રહિત થઇને, અને શોકરૂપી જ્વરને તજીને યુદ્ધ કર. ૩૦

**ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।**
**श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥३१॥**

જે શ્રદ્ધાવાળા પુરૂષો મ્હારા આ મતને દોષ કાઢયા વિના નિત્ય અનુસરેછે તેઓ પણ કર્મથી મુક્ત થાયછે. ૩૧

**ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् ।**
**सर्वज्ञानविमूढास्तान्विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥**

---

૧—સર્વ ધર્માશ્રય પ્રભુની આશ્રિત કર્ત્રી શક્તિ.

**मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्.**

પણ જેઓ મ્હારા આ મતમાં ગુણ છતાં દોષ કાઢીને તેને અનુસરતા નથી તેઓને સર્વ જ્ઞાનથી મૂઢ થયેલા, અવિવેકી, અને નાશ પામેલા જાણ. ૩૨

**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।**
**प्रकृतिं यांति भूतांनि निग्रहः किं करिष्यति ३३**

જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિ અનુસાર વર્તન કરેછે, અને પ્રાણીમાત્ર પણ પોત પોતાની પ્રકૃતિનેજ અનુસરેછે; ત્યાં નિગ્રહ શું કરી શકશે ? ૩૩

**इंद्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।**
**तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥ ३४ ॥**

ઇંદ્રિયોને પોત પોતાના વિષયોમાં રાગ દ્વેષ સ્વભાવથીજ રહેલા છે, પણ તે રાગદ્વેષને વશ ન થવું. કેમકે તે બન્ને આ જીવના માર્ગમાં વિઘ્ન કર્ત્તા છે. ૩૪

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥**

સારી રીતે આચરેલા બીજાના ( વર્ણાશ્રમ ) ધર્મ કરતાં ઓછા ગુણવાળો દેખાય તોપણ પોતાનો ( વર્ણાશ્રમ ) ધર્મ સારો છે. પોતાનો ધર્મ પાળવામાં મરવું સારૂં છે, પણ બીજાનો ધર્મ પાળવો એ ભય ભરેલું છે. ૩૫

**अर्जुन उवाच । અર્જુન બોલ્યાઃ—**

**अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।**
**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥३६॥**

હે વાર્ષ્ણેય ! ( વૃષ્ણિ કુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ ) આ પુરૂષ ઇચ્છા નહીં છતાં પણ શાથી દોરાઈને જાણે પરાણે ખેંચાતો હોય એમ પાપ કર્મ કરેછે ? ૩૬

**श्रीभगवानुवाच । શ્રી ભગવાન બોલ્યાઃ—**

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**
**महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥३७॥**

આ કામ ( તૃષ્ણા ) અને તેમાંથી ઉપજતો આ ક્રોધજ ( મનુષ્યને પરાણે પાપકર્મમાં ખેંચી જનાર ) છે. આ કામ રજોગુણથી ઉત્પન્ન થયેલો, ઘણો ભક્ષણ કરનારો, અને ઘણું અનિષ્ટ કરનારો છે. માટે આ સંસારમાં એને વેરી જાણ. ૩૭

**धूमेनाव्रियते वह्निर्यथादर्शो मलेन च ।**
**यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृत्तम् ॥ ३८ ॥**

જેમ ધૂમાડાથી અગ્નિ ઢંકાયેલો હોયછે, જેમ મેલથી દર્પણ ઢંકાયેલું હોયછે, અને જેમ ઓરથી ગર્ભ ઢંકાયેલો હોય છે તેમ તૃષ્ણાએ આને ( જ્ઞાનને ) ઢાંકી દીધેલું છે. ૩૮

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।**
**कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ॥ ३९ ॥**

હે કૌંતેય ! જ્ઞાનીનો આ નિત્યનો વેરી કામ કે જે તૃષ્ણા રૂપે રહેલો છે, અને અગ્નિની પેઠે તૃપ્ત ન થાય તેવો છે તેણે જ્ઞાનને ઢાંકી દીધું છે, ૩૯

**इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।**
**एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥**

ઇંદ્રિયો, મન અને બુદ્ધિ એ ત્રણ એ તૃષ્ણાને રહેવાનાં સ્થાન કહેવાયછે, અને એ ત્રણ વડે જ્ઞાનને ઢાંકી દઇ ને દેહધારી જીવને તે ( તૃષ્ણા ) મોહ પમાડેછે. ૪૦

**तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।**
**पाम्पानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१॥**

હે ભરતકુળમાં શ્રેષ્ટ ! તે માટે પ્રથમ ઇંદ્રિયોને વશ રાખીને જ્ઞાન વિજ્ઞાનનો નાશ કરનાર આ પાપી તૃષ્ણાને નિશ્ચય હણ. ૪૧

**इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।**
**मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥४२॥**

શરીરથી ઇંદ્રિયો શ્રેષ્ઠ છે. ઇન્દ્રિયોથી મન શ્રેષ્ટ છે, મનથી બુદ્ધિ શ્રેષ્ટ છે, અને બુદ્ધિથી જે શ્રેષ્ટ છે તે પરમાત્મા છે. ૪૨

**एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।**
**जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥ ४३ ॥**

હે મહાબાહુ ! એ પ્રમાણે તેને બુદ્ધિ કરતાં શ્રેષ્ઠ સમજીને અને બુદ્ધિ વડે મનને સ્થિર કરીને મહા મહેનતે જીતી શકાય એવા તૃષ્ણારૂપી શત્રુને હણ. ૪૩

*इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादेऽर्जुनविषादयोगो नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥*

આવી રીતે પ્રભુએ ગાયેલા ઉપનિષદોમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત કર્મયોગ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુનના સંવાદમાં કર્મયોગ નામનો તૃતીય અધ્યાય સમ્પૂર્ણ થયો.

  

# અધ્યાય ૪ થો. જ્ઞાનકર્મસન્યાસ યોગ.



અર્જુનને અથવા તો બીજા કોઇને એમ શંકા થાય કે પ્રભુએ આવો કર્મયોગ મને નવીનજ કહ્યોછે, આ જુનો નથી તો તેવી શંકા દૂર કરવા સારૂ કર્મ યોગની આચાર્ય પરંપરા બતાવીને તેનો સંપ્રદાય બતાવેછે.

**इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।**
**विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥**

આ અક્ષય યોગ મેં સૂર્યને કહ્યો હતો, અને તેણે મનુને તથા મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો. ૧

**एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।**
**स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥**

હે પરંતપ! એ પ્રમાણે પરંપરાથી પ્રાપ્ત થયેલો આ સમબુદ્ધિવાળો યોગ રાજર્ષીયો જાણતા હતા. તે યોગ ઘણા કાળ પછી હાલ આ લોકમાંથી નાશ પામ્યો છે. ૨

**स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।**
**भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥३॥**

એજ પુરાતન સમબુદ્ધિવાળો યોગ આજે મેં ત્હને કહ્યો છે, કારણ કે તું મ્હારો ભકત છે અને મિત્ર છે. એ જ ઉત્તમ રહસ્ય છે. ૩

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:—

**अपरं भवतो जन्म परं जन्म विवस्वतः**
**कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति॥ ४ ॥**

આપનો જન્મ તો પાછળથી થયેલો છે, અને સૂર્યનો જન્મ પ્રથમ થયેલ છે; તો આ યોગ પ્રથમ તમે સૂર્યને કહેલો એમ હું કેમ જાણું? ૪

**बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन।**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥**

હે અર્જુન! મ્હારા અને ત્હારા ઘણા જન્મો થઇ ગયા છે, અને તે બધા હું જાણું છું. હે પરંતપ! તું તે જાણતો નથી. ૫

**अजोऽपि[1] सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥६ ॥**

---

૧—જેવીરીતે પરસ્પર વિરૂદ્ધ દેખાતા પદાર્થો પૃથ્વીમાં રહેલા છે. જેવીરીતે પરસ્પર વિરૂદ્ધ દેખાતા ધર્મો એક અંતઃકરણમાં રહેછે. તેવી રીતેજ પ્રભુમાં પણ અનેક વિરૂદ્ધ ધર્મો રહેછે. એ વાત ' एकः

હું જન્મ મરણ રહિત સ્વરૂપવાલો છતાં, તેમ જ પ્રાણી-માત્રનો ઈશ્વર છતાં, મ્હારી પ્રકૃતિનો આશ્રય કરીને હૂં મ્હારી માયાને સાથે લઇને જન્મું છું. ૬

---

**सन्बहुधा विजायते** ' ' **अणोरणीयान्महतो महीयान्** ' આદિ વેદના વાક્યો થી સ્પષ્ટ જણાયછે; આ શ્લોકમાં ' **संभवामि** ' આ પદ થી પ્રભુના ત્રણે વિશેષણો વિરૂદ્ધ છે. **अजः**—જે અજન્માછે તે કેવી રીતે જન્મે, અને જે **अव्ययात्मा**—વિકાર રહિત સ્વરૂપ વાલો હોય તે કેવી રીતે જન્મે, અને જે **भूतानामीश्वरः**—પ્રાણીમાત્રનો સ્વામી હોય તે શું કરવા જન્મ લે. તેથી જણાયછે કે પરબ્રહ્મનું લક્ષણ જ વિરૂદ્ધ ધર્માશ્રય છે. અને તે અહીં હોવાથી શ્રીકૃષ્ણ પરબ્રહ્મછે એમ સ્પષ્ટ થયા વિના રહેતું નથી. પ્રભુ આજ્ઞા કરેછે કે હૂં આવો વિરૂદ્ધ ધર્માશ્રય છું, માટે હું મ્હારા સમગ્ર દયા, દાક્ષિણ્ય આદિ યુક્ત અલૌકિક સ્વભાવને ધારણ કરીને જગતના ઉદ્ધારને માટેજ પ્રકટ થાઉં છું. જેમ લૌકિક જીવોનો જન્મ થાય છે તેમ મ્હારો જન્મ થતો નથી તેના માટે ' **संभवामि** ' કહ્યું. લોકમાં પ્રકટ થઈને પ્રભુને બે કાર્ય સાથે જ કરવાં પડેછે, અસુરોને વ્યામોહ અને દૈવો ને લીલાનો સ્વાદ આપવો. હવે જો પ્રભુ સમગ્ર સામર્થ્ય સહિત મુલરૂપ થી પ્રકટ થાય તો પછી સુરાસુર સઉનો મોક્ષજ થઈ જાય. અને અસુરોને મોક્ષ થઈ જાય તો પછી ' **तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् । क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु** ' ' જગદ્રૂપ મ્હારા થી દ્વેષ કરનારા તે અસુરોને હું હમેશાં અસુર યોનિમાં જ નાખુ છું, ' આ પોતાની પ્રતિજ્ઞા કેમ રહે તેના માટે પ્રભુ આજ્ઞા કરેછે કે હુ મ્હારી માયા ને સાથે લઇને પ્રકટ થાઉ છું.

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम्॥७॥**

હે ભારત ! જ્યારે જ્યારે ધર્મની પડતી થાય છે અને અધર્મની ચડતી થાય છે, ત્યારે ત્યારે હું પોતાને પ્રકટ કરૂં છું. ૭

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥**

સત્પુરૂષોના સંરક્ષણ અર્થે, દુષ્ટોના વિનાશ અર્થે અને ધર્મનું દ્રઢ રીતે સ્થાપન કરવા અર્થે હું યુગે યુગે અવતાર લઉં છું. ૮

**जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ९**

---

૧—કેટલાંક સત્પુરૂષો પ્રભુના સ્વરૂપને અને જન્મને માયિક કહેછે પણ તે તેમનું કહેવું બરાબર નથી કારણ કે જો તેમ હોય તો પ્રભુ પોતાના કર્મ અને જન્મને દિવ્ય કહે નહીં. અને તેવી રીતે જાણનારાનું પુનર્જન્મ થતું નથી, એમ પણ ન કહે. માટે પ્રભુનું જન્મ, તેમના ચરિત્ર અથવા તેમનું સ્વરૂપ માયિક નથી.

હે અર્જુન ! જે મનુષ્ય મ્હારા આ જન્મ તથા કર્મને એ પ્રમાણે સારી રીતે દિવ્ય જાણેછે તે, દેહ તજ્યા પછી પુનર્જન્મ પામતો નથી; પણ મ્હને પામે છે. ૯

**वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।**
**बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः १०**

આસક્તિ, ભય, તથા ક્રોધથી મુકત થયેલા, મ્હારામાંજ આસકત થયેલા, અને મ્હારો આશ્રય કરીને રહેલા તથા જ્ઞાનરૂપી તપથી શુદ્ધ થયેલા ઘણા મનુષ્યો મ્હારા સ્વરૂપને પાંમ્યા છે. ૧૦

**ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ११**

જેઓ મ્હને જે પ્રકારે ભજેછે તેઓને હું તેજ પ્રકારે ભજુંછું. હે પાર્થ ! મનુષ્યો સર્વ રીતે મ્હારા માર્ગને અનુસરે છે. ૧૧

**कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।**
**क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा १२**

આ લોકમાં કર્મનાં ફળની ઇચ્છા રાખનારાઓ દેવોને અર્થે યજ્ઞ કરે છે, કેમકે તેથી મનુષ્ય લોકમાં કર્મનું ફળ વહેલું મળેછે. ૧૨

## चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
## तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥

૧—કેટલાક એમ માનેછે કે કર્મ કરવાથી બ્રાહ્મણ શુદ્ર થઈ શકેછે અને શુદ્ર બ્રાહ્મણ થઈ શકેછે એટલે કે ચારે વર્ણ કર્મ કરવાથી બદલાઈ શકેછે પણ તે વાત આ શ્લોક થી તદ્દન ખોટી પડી જાયછે.

ગુણોના—સત્વ, રજ, અને તમ આ ગુણોના ભાગ થી અને જુદા જુદા કર્મોના ભાગથી પ્રભુએ ચાર વર્ણોની ઉત્પત્તિ કરીછે. સત્વપ્રધાન, અધ્યયનાધ્યાપનાદિ કર્મ વાલો બ્રાહ્મણ. રજઃપ્રધાન, અધ્યયનદાનાદિ કર્મ વાળો ક્ષત્રિય. રજસ્તમપ્રધાન, કૃષિગોરક્ષાદિકર્મ વાલો વણિક. અને તમઃ પ્રધાન, શિલ્પ આદિ સેવા કર્મ વાલો શુદ્ર, એમ ગુણ અને કર્મના વિભાગ થી ચારે વર્ણ પ્રભુએ બનાવ્યાછે. સત્વાદિગુણ પિતા માતાના વીર્ય અને રજ થી આવેછે બ્રાહ્મણ પિતા અને બ્રાહ્મણી માતા તે બન્નેના વીર્ય રજ થી બ્રાહ્મણ પુત્રના ગુણોની મુલ ઉત્પત્તિ થાય છે. હવે જો કદાચિત્ બ્રાહ્મણ શુદ્રના કર્મ કરવા લાગે તો પણ તેના ગુણ તો સત્વાદિ રહેશે કારણકે ગુણ બદલી શકાય તેમ છે નહિં એમ ચારે વર્ણોમાં સમજી રાખવું સંસ્કાર કરવાથી અથવા કર્મ કરવાથી જે બ્રાહ્મણ પણું વા ક્ષત્રિય આદિપણું આવેછે તે જાતિ નથી કિન્તુ દેવતા છે. પણ ગુણ જન્મથી જ આવે છે. માટે જન્મ અને કર્મ બન્નેથી ચારે વર્ણોની માન્યતા ઠીકછે. એકલા કર્મથી પણ નહીં અને એકલા જન્મથી પણ નહી. આશ્લોકમાં પણ વિરૂદ્ધ ધર્માશ્રયરૂપ પરબ્રહ્મનું લક્ષણ કહીને પોતાનો નિર્દેશ કરેછે.

૨—બ્રહ્મનું લક્ષણ વિરૂદ્ધધર્મોનો આધારછે તે આ ચોથા પાદમ સ્પષ્ટછે. અવ્યય શબ્દથી માયિક ધર્મોનો નિરાકરણછે.

ગુણ અને કર્મના વિભાગ વડે મેં ચાર વર્ણ સર્જ્યા છે. હું અકર્ત્તા અને અવિકારી છું, છતાં તું મ્હને તેઓનો કર્ત્તા જાણ. ૧૩

**न मां कर्माणि लिम्पंति न मे कर्मफले स्पृहा ।**
**इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते १४**

મ્હને કર્મોનો લેપ થતો નથી. અને મ્હને કર્મના ફળની સ્પૃહા નથી. એ પ્રમાણે જે મ્હને જાણેછે તેને કર્મનું બંધન થતું નથી. ૧૪

**एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।**
**कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥**

એમ જાણીને પૂર્વકાળના મુમુક્ષુઓએ પણ કર્મ કરેલાં છે, માટે તું પણ કર્મ કર. કારણ કે પૂર્વકાળના મુમુક્ષુઓએ પણ તેમની પહેલાના મુમુક્ષુઓ પ્રમાણે કરેલું છે. ૧૫

**किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।**
**तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्१६**

કર્મ શું અને અકર્મ શું? એમાં ડાહ્યા માણસો પણ મુંઝાયા છે. તેટલા માટે ત્હને હું કર્મ સમજાવુંછું, જે સમજવાથી તું પાપથી મુક્ત થઈશ. ૧૬

**कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।**
**अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥१७॥**

કર્મનું તત્વ જાણવું જરૂરનું છે, અને નિષિદ્ધ કર્મનું તત્વ પણ જાણવું જરૂરનું છે. તેમ અકર્મનું તત્વ પણ જાણવું જરૂરનું છે. કારણકે કર્મનો માર્ગ ગહન છે. ૧૭

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् १८**

---

૧—૧૬, ૧૭, ૧૮, ત્રણે શ્લોકોનું તાત્પર્ય જોતાં એમ માલુમ પડેછે કે મનુષ્યને વેદમાં કહેલાં સારાં કર્મોનું તત્વ જાણવું જોઈએ, અને શાસ્ત્ર જેની કરવાની ના પાડેછે તેવા વિકર્મોનું તત્વ પણ જાણવું જોઈએ. અને અકર્મ અર્થાત કર્મશૂન્યતા મુગા બેસી રહેવું શું છે તે પણ જાણવું જોઈએ. નહીં તો કેટલેક વખતે અર્થનો અનર્થ અને અનર્થનો અર્થ થઈ જાયછે. હવે તત્વ જાણવા બેસિયે તો કર્મ અને વિકર્મના અર્થમા કોઈ જાતનો સંદેહ છે જ નહીં. પણ અકર્મમાં સન્દેહછે, કે તેનો અર્થ શું કરવો. નિષિદ્ધ કર્મ એવો તેનો અર્થ કરી શકાય નહીં કારણ કે તે અર્થ ૧૭ માં શ્લોકમાં 'વિકર્મ' શબ્દથી કહેવાઈ ગયો છે, તેમ અકર્મ નો અર્થ કર્મશૂન્ય પણ થઈ શકતો નથી કારણકે પ્રભુ પોતેજ કહી ચુકયા છે કે મનુષ્યમાત્ર એક બલક વાર પણ કર્મ શૂન્ય રહી શકતો નથી. સોવું ઉઠવું બેસવું, ભાગવું, આદિ કર્મ કોઈ થી પણ છોડી શકાય નહીં. માટે અકર્મ એટલે શું. વલી ૧૮ માં

**જે મનુષ્ય કર્મમાં અકર્મને જુએછે અને અકર્મમાં કર્મને જુએછે, તે મનુષ્યોમાં બુદ્ધિવાન છે; તથા સઘળાં કર્મ કરવા છતાં યોગી છે. ૧૮**

---

શ્લોકમાં પ્રભુ કહેછે કે 'કર્મમાં જે અકર્મ દેખે અને અકર્મને જે કર્મ દેખે તે મનુષ્ય બુદ્ધિમાન્ છે.'

અકર્મનો અર્થ કરવા માટે પ્રથમ કર્મના અર્થનો તપાસ કરવો પડશે. કર્મ એટલે પ્રશસ્તકર્મ. કિન્તુ સારાં કર્મ જો બન્ધન કરનાર હોય તો પછી તે નિષિદ્ધ કર્મ જેવાં જ છે, માટેજ પ્રભુએ ઘણે ઠેકાણે તેવાં કર્મોની નિન્દા કરીછે. માટે માનવું પડશે કે જે કર્મો જીવને બન્ધન નહીં કરે તે સારાં કર્મ. અને તેને જ કર્મ કહી શકાય. કર્મમાં જે બન્ધન કરવા પણું છે, તેજ તેનં કર્મપણું લોકમાં પ્રસિદ્ધ હતું. જો કર્મના બન્ધન કરવાની શકિત જતી રહે તો પછી તે કર્મ રહેતાં છતાં કર્મ ન કહી શકાય. હવે અકર્મનો અર્થ સરલ થઈ જાયછે. પ્રભુની આજ્ઞાછે કે અકર્મને કર્મ દેખે. અને કર્મને અકર્મ દેખે, અર્થાત્ કર્મ અને અકર્મ બન્નેને એક જ દષ્ટિ થી જુએ. હવે જે કર્મો બન્ધન કરી શકતાં નથી તે કર્મો નથી, એટલે તે અકર્મ ( કર્મ નહીં કરવા જેવું ) છે. અને જે અકર્મ, એટલે બન્ધન શકિત જેમાં નહીં હોય, તે જ કર્મ એમ સ્પષ્ટ કહી શકાય છે. મહાભારતમાં ઘણે ઠેકાણે કહ્યું છે કે '**प्रवृत्तिरपि धीरस्य निवृत्तिरुपजायते** કર્મ અકર્મના તત્વને જાણનાર મનુષ્યનાં કર્મ પણ ( **निवृत्ति** ) અકર્મ થઈ જાય છે.' ૧૯ માં શ્લોકથી પ્રારમ્ભ કરીને ૨૪ માં શ્લોક સુધી આ વાતનો સ્પષ્ટ અર્થ પ્રભુ પોતે જ કરશે. ૨૩ માં શ્લોકમાં પ્રભુ

**यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।**
**ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः॥ १९ ॥**

જેનાં સર્વે કાર્યો તૃષ્ણા તથા સંકલ્પ રહિત છે, તથા જેનાં કર્મ જ્ઞાન રૂપી અગ્નિથી બળી ગયાં છે, તેને ડાહ્યા પુરૂષો પંડિત કહેછે. ૧૯

**त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।**
**कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः॥२०॥**

---

આજ્ઞા કરશે કે ' કર્મમાં આસક્તિ નહીં રાખનાર, રાગ દ્વેષથી રહિત,. સામ્યરૂપ જ્ઞાનમાં સ્થિર ચિત્ત અને ભગવાનના માટે કર્મ કરનાર મનુષ્યના કર્મો વિલીન થાય છે અર્થાત્ કર્મોનું કર્મ પણ નષ્ટ થઇ જાય છે.

ખરીરીતે, ' કર્મને અકર્મ જુએ, અને અકર્મને કર્મ જુએ ' આ પ્રભુના વાકયનો તાત્પર્ય જોતાં એમ લાગે છે કે બન્ધન ન કરી શકે તેવી રીતે જો કર્મ કરવામાં આવે તો તે કર્મ, કર્મ કહેવાતાં નથી કારણ કે તેમાં સ્વાર્થ બુદ્ધિ રહતી નથી, તેમાં કેવલ પ્રભુ પ્રીતિ માત્ર પ્રયોજન રહેછે. અર્થાત્ એવાં કર્મ તો એકજાતનું પ્રભુનું આરાધન કહેવાયછે. એને માટે જ આચાર્ય ચરણશ્રીએ નિબન્ધમાં આજ્ઞા કરીછે કે '**कर्माप्येकं तस्य देवस्य सेवा** ' પ્રભુની જે પરિચર્યા છે તેજ જીવનું શ્રેષ્ઠતમ કર્મ છે. ' જેટલા ભગવદ્ધર્મોછે ( **प्रेमना शिवाय** ) તે આવીરીતે જીવનું ઉત્તમ કર્મ થાય છે,

કર્મનાં ફળની આસક્તિ તજીને, હમેશાં સંતોષી, તથા આશ્રયની ઇચ્છા રહિત થઇને, કર્મ કરનાર કર્મ કરવા છતાં પણ કાંઇજ કરતો નથી. ૨૦

**निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।**
**शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥२१॥**

કોઇ પણ ચીજની ઇચ્છા વિનાનો, ચિત્ત તથા મન જેને વશ છે એવો, તથા જે કોઇ પણ જાતનો સંગ્રહ કરતો નથી, તે પુરૂષ કેવળ શરીરથી કર્મ કરવા છતાં પણ પાપ કરતો નથી. ૨૧

**यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।**
**समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबद्ध्यते २२**

જે પુરૂષ વગર પ્રયત્ને મળેલા લાભથી સંતોષી છે, સુખ દુઃખનાં જોડકાંથી રહિત તથા ઇર્ષ્યા રહિત છે, તથા જે પ્રાપ્ત તથા અપ્રાપ્તિમાં સમાન ચિત્તવાળો છે, તે કર્મ કરતો છતાં પણ બંધાતો નથી. ૨૨

**गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥**

સંગ રહિત, મુક્ત, અને જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળો, તથા જેનાં કર્મો પ્રભુ અર્થે છે, તેનાં સમગ્ર કર્મો નાશ પામેછે. ૨૩

**ब्रह्मार्पणं ब्रह्म[1] हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥**

અર્પણુ તે બ્રહ્મ ( પ્રભુ ). હોમવાના પદાર્થો તે બ્રહ્મ. અને બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ હોમનારે જે હોમ્યું તે પણ બ્રહ્મજ છે. આવી રીતે કર્મ કરનાર પુરૂષનું, એટલે સર્વત્ર બ્રહ્મનું ધ્યાન કરનાર પુરૂષનું જવાનું ( પ્રાપ્ત કરવાનું ) ઠેકાણું પણ પ્રભુજ છે. અર્થાત્ સર્વ પ્રકારે બ્રહ્મમાં બુદ્ધિ રાખીને કર્મ કરનાર પુરૂષ બ્રહ્મમાંજ મળેછે. ૨૪

**दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।**
**ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥**

કેટલાક યોગીઓ સદા દેવયજ્ઞ કરેછે; વળી કેટલાક બ્રહ્મરૂપ અગ્નિમાં હોમ આપીને યજ્ઞ કરેછે. ૨૫

**श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।**
**शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥२६॥**

કોઇ કાન વગેરે ઇંદ્રિયોને સંયમરૂપ અગ્નિમાં હોમેછે. કોઇ ઇંદ્રિયોના શબ્દ વગેરે વિષયોને ઇંદ્રિયોરૂપ યજ્ઞમાં હોમેછે. ૨૬

---

૧—બ્રહ્મશબ્દથી સર્વત્ર પ્રભુ સમજવા.

**सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।**
**आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥२७ ॥**

કોઇ ઇંદ્રિયોનાં તથા પ્રાણનાં સર્વ કર્મોને જ્ઞાનવડે પ્રદીપ્ત થયેલો યોગરૂપ અગ્નિમાં આત્મસંયમવડે હોમેછે. ૨૭

**द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे ।**
**स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ २८ ॥**

બીજા કેટલાક દ્રવ્ય યજ્ઞ કરનારા છે, કોઇ તપરૂપ યજ્ઞ કરનારા છે, કોઇ યોગરૂપ યજ્ઞ કરનારા છે, અને કોઇ અભ્યાસરૂપ તથા જ્ઞાનરૂપ યજ્ઞ કરનારા છે; વળી કેટલાક યત્નવાન પુરૂષો આકરાં વ્રતરૂપ યજ્ઞ કરનારા છે. ૨૮

**अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे ।**
**प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥२९॥**

બીજાઓ અપાનવાયુ (કુમ્ભકમાં) પ્રાણવાયુને હોમેછે, તથા પ્રાણવાયુમાં અપાનવાયુને હોમેછે; અને આ પ્રમાણે પ્રાણાયામમાં મંડ્યા રહીને પ્રાણ તથા અપાનની ગતિને રોકેછે. ૨૯

**अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।**
**सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥**

નિયમિત આહારવાળા બીજાઓ પ્રાણવાયુને પ્રાણવાયુમાં હોમેછે. આ બધાઓ યજ્ઞને જાણનારા છે તથા યજ્ઞવડે પોતાનાં પાપ નાશ કરનારા છે.

**यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनः ।**
**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ३१**

યજ્ઞના બાકી રહેલા અમૃતરૂપ ભાગને જમનારા સનાતન બ્રહ્મને પામેછે. હે કુરૂઓમાં ઉત્તમ ! યજ્ઞ નહીં કરનારને માટે આ લોક નથી, તો બીજો લોક તો ક્યાંથીજ હોય ? ૩૧

**एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।**
**कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ३२**

આ પ્રમાણે ઘણા પ્રકારના યજ્ઞો વેદદ્વારા વિસ્તાર પામ્યા છે. એ સર્વને કર્મથી ઉત્પન્ન થયેલા જાણ. આમ જાણવાથી તું મુક્ત થઇશ. ૩૨

**श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥**

હે પરંતપ ! દ્રવ્ય ( અમુક વસ્તુઓ ) થી કરવાના યજ્ઞ કરતાં જ્ઞાન સહિત યજ્ઞ વધારે સારો છે. કારણકે હે પાર્થ ! સર્વ અખીલ કર્મની જ્ઞાનમાં સમાપ્તિ થાય છે અર્થાત્ જ્યારે

કર્મની સાથે જ્ઞાન હોય છે તો તે કર્મ નૈષ્કર્મ્યને આપનારાં થાય છે. ૩૩

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदार्शिनः ॥ ३४॥**

એ જ્ઞાન પ્રણામાદિ દૈન્ય કરીને, પ્રશ્ન પૂછીને તથા સેવા કરીને પ્રાપ્ત કર. તત્વ જોનારા જ્ઞાનીઓ ત્હને તે જ્ઞાનનો બોધ કરશે. ૩૪

**यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।**
**येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥३५॥**

હે પાંડવ ! જે જાણીને તું ફરીથી આ પ્રમાણે મોહ પામીશ નહીં. તે જ્ઞાનવડે સર્વે પ્રાણીઓને તું પોતામાં અને પછી મ્હારામાં જોઇશ. અર્થાત આત્મા પ્રભુનો અંશછે માટે પ્રથમ અંશનું જ્ઞાન થાય પછી અંશી પ્રભુનું જ્ઞાન થાય છે.૩૫

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।**
**सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥**

જો તું સર્વ પાપીઓમાં વધારે પાપી હઇશ, તોપણ જ્ઞાનરૂપી નાવથી તું સર્વ પાપને તરી જઇશ. ૩૬

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥३७॥**

હે અર્જુન ! જેમ સળગાવેલો અગ્નિ લાકડાંને ભસ્મ કરેછે, તેમ જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરેછે. ૩૭

**नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**
**तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥ ३८**

ખચિત આ જગતમાં જ્ઞાન સમાન પવિત્ર બીજું કાંઇ નથી. કર્મયોગમાં સિદ્ધ થયેલો પુરૂષજ પોતે કાળે કરીને તે જ્ઞાનને પામેછે. ૩૮

**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।**
**ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ३९**

વળી શ્રદ્ધાળુ, તત્પર, તથા ઇંદ્રિયોને નિયમમાં રાખનાર મનુષ્ય, જ્ઞાન પ્રાપ્ત કરેછે. અને જ્ઞાન પ્રાપ્ત કરીને તે તુરત પરમ શાંતિને પામેછે. ૩૯

**अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।**
**नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥**

અજ્ઞાની, શ્રદ્ધા વગરનો, તથા સંશયવાળા મનવાળો મનુષ્ય વિનાશ પામેછે. સંશયયુક્ત મનવાળાને માટે આ લોક નથી, પરલોક નથી, સુખ નથી. ૪૦

**योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।**
**आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥ ४१ ॥**

હે ધનંજય ! જેણે યોગ વડે કર્મોનો ત્યાગ કર્યોછે, અને જ્ઞાનવડે સંશયો છેદી નાંખ્યાછે, અને પ્રભુમાં નિષ્ઠા રાખી છે એવા પુરૂષને કર્મો બંધન કરતાં નથી. ૪૧

**तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥**

તેટલા માટે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અને હૃદયમાં રહેલા સંશયને, આત્મજ્ઞાનરૂપ તરવારથી છેદીને ( કર્મ ) યોગ આદર. અને હે ભારત ! ( યુદ્ધ કરવાને ) ઉઠ. ૪૨

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे ज्ञानकर्मसंन्यासयोगो
नाम चतुर्थोऽध्यायः ४

આવીરીતે પ્રભુએ ગાયેલા ઉપનિષદોમાં બ્રહ્મવિદ્યાના કર્મયોગ
શાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુન સંવાદમાં સામ્યબુદ્ધિરૂપ જ્ઞાન
દૃષ્ટિથી કર્મસંન્યાસ નામનો ચતુર્થ અધ્યાય
સમ્પૂર્ણ થયો છે.

  

# અધ્યાય ૫ મો. સંન્યાસયોગ.



अर्जुन उवाच । અર્જુન બોલ્યા:—

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥

હે શ્રીકૃષ્ણ ! તમે ત્યાગને વખાણોછો; વળી ફરીથી કર્મયોગને પણ વખાણોછો; માટે એ બેમાંથી જે વધારે કલ્યાણકારી હોય તે મ્હને નિશ્ચયપૂર્વક કહો. ૧

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:—

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥

---

૧—ચતુર્થ અધ્યાયના પ્રારમ્ભમાં પ્રભુએ આસક્તિ રહિત કૃષ્ણાર્પિત કર્મોની શ્રેષ્ઠતા બતાવી અને તે જ અધ્યાયના છેલ્લા શ્લોકોમાં એમ પણ આજ્ઞા કરીકે 'જ્ઞાનની બરોબર પવિત્ર કઇ પણ વસ્તુ નથી' ' જ્ઞાન થી કર્મ ભસ્મ થઈ જાયછે ' ' દ્રવ્યમય યજ્ઞના કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠછે ' આ વચનો થી કર્મ કરતાં જ્ઞાન જ શ્રેષ્ઠછે એમ માલુમ પડેછે. તો હવે સહજ પ્રશ્ન થાયછે કે જ્યારે બન્ને ઉત્તમછે તો મનુષ્યે કયા માર્ગનું ગ્રહણ કરવું તેના ઉત્તરમાં પ્રભુ કહેછે કે જોકે સંન્યાસ ( જ્ઞાનમાર્ગ–ચિત્તશુદ્ધિ થયા બાદ કર્મોને છોડી દેવાં તે ) અને કર્મ-

ત્યાગ અને કર્મયોગ એ બન્ને માર્ગ પરમ શ્રેય કરનાર છે; પણ તે બન્નેમાં કર્મત્યાગ કરતાં કર્મયોગ વધારે સારો છે. ૨

**ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।**
**निर्द्वन्दो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥ ३ ॥**

---

યોગ ( આસકિત મુકીને સમબુદ્ધિ રાખી પ્રભુ પ્રીતિને માટે કર્મ કરતા રહેવું, સંન્યાસ ન લેવો તે ) બન્ને મોક્ષને આપનારછે. તો પણ કર્મોને મુકી દેવા કરતાં પ્રભુ પ્રીત્યર્થે તેઓને કરતા રહેવું તે ઉત્તમછે. ખરીરીતે જોતાં તો માલુમ પડેછે કે કર્મોનો સ્વરૂપતઃ સંન્યાસ કરી શકાતો નથી, પણ ફલનો ત્યાગ કરી શકાયછે. અને અહીં પ્રભુનો પણ તે જ આશયછે એમ જાણવું. ૧૮ મા અધ્યાયમાં સન્યાસનો ખરો અર્થ ફલ ત્યાગ જ કર્યોછે. આ અધ્યાયના ચોથા શ્લોકમાં પણ કહ્યુંછે કે સાંખ્ય ( જ્ઞાનમાર્ગ–સન્યાસ ) અને કર્મ, બે જુદા જુદાછે એ મૂર્ખોનો મતછે પણ પંડિતોનો નથી. કર્મમાં, ફલાશાનો ત્યાગ ( સંન્યાસ ) કરવો તે જ્ઞાનનો અંશછે, અને જ્ઞાનમાર્ગમાં સાધનોનું આચરણ કરવું તે કર્મનો અંશછે. માટે સમજાયછે કે બન્ને બન્નેના ઉપકારકછે. જ્ઞાનમાર્ગનો કર્મયોગ ઉપકાર કરેછે અને કર્મનો જ્ઞાન, ઉપકાર કરેછે, કર્મનું અંગ જ્ઞાનછે અને જ્ઞાનનું અંગ કર્મછે. જેના વિના ચાલતુ ન હોય અને જે ઉપકાર કરનારૂં પણ હોય તે અંગ કહેવાયછે. જ્ઞાનવિનાનાં કર્મો મોક્ષને આપી શકતા નથી. માટે મોક્ષાર્થીને કર્મ કરતી વખતે જ્ઞાનની જરૂર હોય જ અને વળી જ્ઞાન, કર્મનો ઉપકાર કરનારછે. માટે તે કર્મનું અંગછે. તેમજ કર્મ ( સાધન ) કર્યા વિના

જે મનુષ્ય દ્વેષ કરતો નથી અને ઇચ્છા પણ કરતો નથી તેને નિત્ય સંન્યાસી જાણવો. હે મહાબાહુ અર્જુન ! સુખ દુઃખાદિ દ્વંદ્વ (જોડકાં) થી રહિત થએલો તે મનુષ્ય સહજમાં બંધનથી મુક્ત થાયછે. ૩

**सांख्योगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।**
**एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥ ४ ॥**

સાંખ્ય માર્ગ એટલે જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ–તથા યોગ માર્ગ એટલે પ્રભુ માટે કર્મ કરવાનો માર્ગ–એ બન્ને માર્ગ જુદા છે એમ બાળકો એટલે અજ્ઞાની મનુષ્યોજ કહેછે;

---

જ્ઞાન થતુંજ નથી. અને કર્મ, જ્ઞાનનો ઉપકાર કરેછે. માટે કર્મ જ્ઞાનનું અંગછે. એક માર્ગમાં જ્ઞાનપ્રધાનછે, તો બીજામાં કર્મ પ્રધાનછે, પણ બન્નેમાં બન્નેછે. જ્ઞાનમાર્ગમાં કર્મછે જ્ઞાન પણછે. તેમ કર્મ-માર્ગમાં જ્ઞાનછે, કર્મ પણ છેજ. જ્યારે એમછે, ત્યારે બન્ને માર્ગોને એકજ કહેવા તે ઠીકજછે. અને તેથીજ પ્રભુએ આજ્ઞા કરીછે કે 'સંન્યાસ અને કર્મયોગ આ બન્ને મોક્ષ આપનારા છે'

જોકે બન્ને સમાન અને એકજછે તો પણ સંન્યાસ માર્ગ કરતાં કર્મયોગ માર્ગમાં પ્રભુની આજ્ઞાનું પાલન કરવું તે વધારેછે. અને બીજું કર્મ કરતા રહેવામાં લોકસંગ્રહની રક્ષા થાયછે માટે પ્રભુએ કહ્યુંછે કે 'તો પણ બન્ને માર્ગોમાં કર્મયોગ માર્ગ ઉત્તમછે.'

હવે આખા અધ્યાયમા અને વિશેષ કરીને ૪-૫ શ્લોકોથી આ વાતનો સ્પષ્ટાર્થ કરશે.

પંડિતો એવું કહેતા નથી. કારણકે એ બેમાંથી ગમે તે એક માર્ગમાં પણ જે સારી રીતે સ્થિર થાયછે તે મનુષ્ય બન્ને માર્ગનાં ફળને પામેછે. ૪

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥**

જે ધામરૂપ પદ (મોક્ષ) સાંખ્યથી પ્રાપ્ત કરાયછે તે પદ યોગ પ્રભુમાટે કર્મ કરવા થી પણ પ્રાપ્ત કરાયછે. માટે જે પુરૂષ સાંખ્યને અને યોગને એક રૂપજ જાણેછે તેજ ખરૂં રહસ્ય જાણેછે. ૫

**संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।**
**योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ६ ॥**

પરંતુ હે મહાબાહુ ! કર્મયોગ વિના કર્મત્યાગ પ્રાપ્ત કરવો એ કઠણ છે. કર્મયોગવાળો મુનિ ત્વરાથી બ્રહ્મને પામેછે. ૬

**योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ।**
**सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥**

વળી કર્મયોગમાં જોડાયેલો, શુદ્ધ બુદ્ધિવાળો, આત્માને વશ રહેનારો, ઇંદ્રિયોને જીતનારો અને પ્રાણીમાત્રના આત્માને પોતાના આત્મસમાન જાણનારો મનુષ્ય, કર્મ કરવા છતાં પણ તેમાં લેપાતો નથી. ૭

**नैवकिंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।**
**पश्यन्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥ ८ ॥**
**प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।**
**इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥ ९ ॥**

તત્વને જાણનાર યોગી મહાત્મા જોતો, સાંભળતો, સ્પર્શ કરતો, સુંઘતો, ખાતો, ચાલતો, સૂતો, શ્વાસ લેતો, બોલતો, આપતો, લેતો, આંખ ઉઘાડતો, અને આંખ વિંચતો છતો પણ “ ઇંદ્રિયોજ ઇંદ્રિયોના વિષયમાં વર્તેછે ” એમ માનેછે.. ૮–૯

**ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥ १० ॥**

જે પુરૂષ પ્રભુમાં અર્પણ કરીને, અને ફળની ઇચ્છાનો ત્યાગ કરીને કર્મો કરેછે, તેને, જેમ કમળપત્રને જળનો લેપ થતો નથી, તેમ પાપનો અને પુણ્યનો પણ લેપ થતો નથી. ૧૦

**कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।**
**योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥**

કર્મ યોગીઓ ફળની ઇચ્છાનો ત્યાગ કરીને કાયાવડે, મનવડે, બુદ્ધિવડે અને ઇંદ્રિયોવડે કેવળ અંતઃકરણની શુદ્ધિ માટેજ કર્મ કરેછે. ૧૧

**युक्तःकर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।**
**अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥ १२ ॥**

કર્મનાં ફળને તજીને છેવટે એવો યોગી અક્ષય શાન્તિ અર્થાત્ મોક્ષ પદને પામેછે; અને નિષ્કામતા વિનાનો મનુષ્ય કામના વડે ફળમાં આસકત થઇને બંધાયછે. ૧૨

**सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।**
**नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥**

ઇંદ્રિયોને વશ રાખનાર પુરૂષ મનથી સર્વ કર્મોનો ત્યાગ કરીને સુખમાં રહેછે, અને નવ દ્વારવાળા દેહમાં તે દેહી (દેહમાં રહેલો આત્મા ) નથી કાંઇ કરતો કે નથી કાંઇ કરાવતો. ૧૩

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः[1] ।**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥**

---

૧—કેટલાક ભ્રાન્ત લોકો એમ માનેછે કે આ શ્લોકમાં જીવનું અકર્તૃત્વ કહ્યુંછે, અર્થાત્ આત્મા કર્તા નથી એમ પ્રભુનું કહેવુંછે. પણ તે લોકો ભુલેછે. આ શ્લોકમાં તેવું કશુ નથી.

**પરમેશ્વર લોકોના કર્ત્તાપણાને, કર્મોને કે કર્મ, અને તેના ફળના સંયોગને ઉત્પન્ન કરતા નથી; પણ સ્વભાવથીજ ઉત્પન્ન થાયછે. ૧૪**

---

ફલનો ત્યાગ કરવો, કર્મોને પ્રભુને અર્પણ કરવાં, લાભ અલાભમાં સમબુદ્ધિ રાખવી, વગેરે કર્મયોગના સિદ્ધાન્તછે. તે સિદ્ધાન્તોનો ખુલાસો કરનાર આ શ્લોકછે.

જો કાર્યની પ્રેરણા કરનાર કોઈ ન હોય તો કાર્ય કરનારનું કર્તા પણું નહિ જેવુ થઈ જાયછે. જે ગામમાં તદ્દન ગરીબ ભીલો રહેતા હોય, તે ગામમાં સોની અથવા તો હીરાના દાગીના બનાવનાર શું કરે. પૈસા વાલાઓની પ્રેરણાથી સોની અથવા જવ્હેરી દાગીના તૈયાર કરેછે. પણ ભીલ લોકોને તેની ગરજ ન હોવા થી ત્યાં સોની કર્તા છતાં અકર્તાછે. માટે સ્વતન્ત્ર કર્તા પણું પ્રેરણા કરનારમાં જ રહેછે પ્રેરકના હુકમથી કરનારમાં હોતું નથી એમ માલુમ પડેછે. અંશમાં જો કે કર્તા પણું હોય તો પણ તે કર્તાપણું અંશીનું જાણવામાં આવેછે. પૈસાવાલો બ્રાહ્મણને પોતાના હાથ થી પૈસો આપે, તો ત્યાં તેનો હાથ તે પૈસા વાલાનો અંશછે અને તે પોતે તે હાથનો અંશીછે, જો કે હાથ પોતે પણ દાન કરેછે તેથી તેમાં પણ કર્તા પણું રહેલુ છે છતાં તે ઠેકાણે બ્રાહ્મણ એમ કહેતો નથીકે મને હાથે પૈસો આપ્યો ' પણ એમ કહેછે કે ' મને ફલાણા સેઠિયાએ પૈસો આપ્યો ' તો હવે માલુમ પડયું હશે કે હાથ તે સેઠિયાનો અશછે, તેમાં કર્તા પણું છે તો પણ તે શેઠિયાનો અંશ હોવાને લીધે દાતા ગણાતો નથી કિન્તુ પેલો અંશી સેઠિયો જ દાતા ગણાયછે.

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥ १५ ॥

વળી એ પ્રભુ કોઇનાં પાપ કે પુણ્ય પણ લેતા નથી, પરંતુ જીવોનું જ્ઞાન અજ્ઞાનથી ઢંકાયેલું છે તેથી મનુષ્યોને મોહ થાયછે. ૧૫

---

સાધનમાં કર્તા પણું હોય તો પણ તે કર્તા કહેવાતો નથી, કિન્તુ તેનો ઉપયોગ કરનાર કર્તા ગણાયછે. કોઈ સ્ત્રી કોઈ ભિખારીને વાટકામાં ભરીને દાલ આપે તો તેનો તે વાટકો પણ જોકે આપવાની ક્રિયાનો કર્તાછે, છતાં તે કર્તા ( દાતા ) કહેવા તો નથી કિન્તુ તેનો ઉપયોગ કરનારી તે સ્ત્રીજ દાતા ગણાશે.

સર્વ પ્રાણીઓના પ્રેરણા કરનાર પ્રભુ સ્વતન્ત્ર કર્તાછે. પ્રભુની પ્રેરણા વિના કોઈ પણ જીવ કંઇ કરી શકતો નથી, માટે તે કર્તા છે તો પણ તેમાં કર્તા પણું ગણાતુ નથી. માંટે પ્રભુ કહેછે કે ' ઈશ્વર કોઈનું કર્તા પણું ઉત્પન્ન કરતો નથી ' અહિયાં સ્વતન્ત્ર કર્તા પણાનો નિષેધછે વાસ્તવ કર્તા પણું તેમાં નથી એમ કહેવાનું તાત્પર્ય નથી.

જીવ માત્ર પ્રભુના અંશછે માટે મુખ્ય કર્તા પણું પ્રભુમાંજ છે. જીવનુ સ્વતન્ત્ર કર્તાપણું નથી તેથીજ પ્રભુએ આજ્ઞા કરીછે કે ' ન કર્તૃત્વ ' ' પ્રભુ કોઇના કર્તાને બનાવતો નથી.'

જીવમાત્ર પ્રભુની લીલાનાં સાધનછે માટે મુખ્ય કર્તા પણું લીલા કરનાર પ્રભુમાંજ સંભવે. લીલાનાં સાધનરૂપ જીવોમાં મુખ્ય કર્તા પણું હોઈ શકે નહિ, પણ પરતન્ત્ર કર્તાપણું તો તેમાં છેજ. અને

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥

પણ જેઓનું એ અજ્ઞાન આત્મજ્ઞાન વડે નાશ પામ્યું છે, તેઓનું તે જ્ઞાન સૂર્યની પેઠે પ્રકાશીને પ્રભુનું દર્શન કરાવેછે. ૧૬

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥

તે પરબ્રહ્મના વિષેજ જેઓની બુદ્ધિ રમી રહેલી છે, તેજ જેનો આત્મા છે, તેમાંજ જેની નિષ્ઠા ( સ્થિરતા ) છે અને પ્રભુ પરાયણ થવાથી જ્ઞાનના બળથી જેઓનાં સર્વ પાપ નાશ પામ્યાં છે, એવા પુરૂષો ફરી જન્મ ન થાય એવા મોક્ષપદને પામેછે. ૧૭

---

સ્વતન્ત્ર કર્તાપણાનોજ આ શ્લોકમાં નિષેધછે કંઈ કર્તા પણાનોજ નિષેધ નથી.

આખા શ્લોકનું વિશેષ તાત્પર્ય એમછે કે જીવનું સ્વતન્ત્ર કર્તાપણું, કામ્ય કર્મો, અને કર્મોના ફલોનો જીવની સાથે સંબંધ, આ ત્રણેને પ્રભુ ઉત્પન્ન કરતા નથી કિન્તુ જીવનો દોષવાલો સ્વભાવજ તેને ઉત્પન્ન કરેછે.

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ १८ ॥**

એવા જ્ઞાનીઓ વિદ્યા તથા નમ્રતાવાળા બ્રાહ્મણમાં, ગાયમાં, પણ કુત્રામાં અને ચાંડાળમાં પણ સમદૃષ્ટિવાળા હોયછે. ૧૮

---

૧—ઘણીવાર આ શ્લોકને દાખલા તરીકે આપીને ઘણા લોકો એમ કહછે કે ઢેડ સાથે જમી લીધું તેથી શું ? અને ઢેડને અડકી ગયા તો શું ? ગીતામાં બધામાં સમાન દૃષ્ટિ રાખવાનું કહ્યું છે.

પણ આ શ્લોકમાં આ વાત દેખાતી નથી. અમે આવા મનગમતા અર્થ કરનારને પુછિયે છીએકે તમે વિદ્વાન બ્રહ્મણ, ગાય, હાથી અને કૂતરાભાં જુદા પણું જો બિલકુલ ન જોતા હો તો પછી બ્રાહ્મણને કુતરાજી એમ કહીને કેમ નથી બોલાવતા ? હાથીને કુતરો અને કુતરાને હાથી કેમ નથી કહેતા ? તમે તમારી બાયડીને દીકરી કહીને કેમ નથી બોલાવતા અને દીકરીની સાથે સાલીના જેવો વહેવાર કેમ નથી કરતા ? કારણકે તમો તો સમદૃષ્ટિ વાલા છો. અને જેમ ઢેડોને સાથે જમાડવા તૈયાંર થાઓ છો તેમ કુતરાને સાથે જમાડવાની ઉદારતા વાપરીછે ? જો કહો કે કુતરો પશુછે માટે તેની સાથે બેસીને જમાંય કેમ ? તો પછી તમારી સમાન દૃષ્ટિ નથી. ગીતામાં સઉને સમદૃષ્ટિ થીં જોવાનું લખ્યુંછે. જો કહો કે વ્યવહાર અવસ્થામાં તો પશુ મનુષ્ય વગેરેમાં ભેદભાવછે પરમાંર્થમાં બધા એક છે. તો પછી ઢેઢને અડવામાં વ્યવહાર કયાં ચાલ્યો જાયછે. શું ઢેઢમાંજ તમારો ઈશ્વરછે તમારી બાયડી વિગેરેમાં નથી.

**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥१९**

એ પ્રમાણે જેઓનું મન સમદૃષ્ટિમાં સ્થિર થયેલું છે તેઓએ અહીંજ સંસારને જીત્યોછે, અને બ્રહ્મ નિર્દોષ તથા સમાન છે તેથી તેઓ બ્રહ્મમાંજ સ્થિત થયાછે. ૧૯

**न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।**
**स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥**

એવો સ્થિર બુદ્ધિવાળો, મોહ વિનાનો, બ્રહ્મને જાણનારો અને બ્રહ્મમાં સ્થિત થયેલો પુરૂષ પ્રિય પદાર્થ પ્રાપ્ત થવાથી હર્ષ પામતો નથી, અને અપ્રિય પદાર્થ પામવાથી શોક કરતો નથી. ૨૦

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥**

ઇંદ્રિયોના સ્પર્શ વડે ભોગવાતાં બહારનાં સુખોમાં જે આસક્તિ વિનાનો છે અને આત્મામાંજ આનંદ માનનારો છે, તે પુરૂષ યોગવડે બ્રહ્મમાં એકતા પામેલો હોવાથી અક્ષય સુખને પામેછે. ૨૧

---

માટે આવા અર્થ કરનારા લોકોને છેતરનારછે એમ માનીને ભલા માણસોએ તેઓનાં આચરણ અથવા તો તેઓના કહેવા તરફ લક્ષ્ય રાખવું નહીં.

**ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।**
**आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥ २२ ॥**

સ્પર્શથી ઉપજતાં જે સુખોછે તે ખરેખર દુઃખનાંજ મૂ
છે, અને આદિ તથા અંતવાળાં છે, માટે હે કૌંતેય ! ડાહ્
મનુષ્ય તેમાં આનંદ માનતો નથી. ૨૨

**शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।**
**कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ २**

શરીર છૂટવા પહેલાં આ લોકમાંજ જે મનુષ્ય કામ ક્રોધથ
ઉપજેલા વેગને સહન કરી શકેછે તે યોગી છે, અને તે
સુખી પુરૂષ છે. ૨૩

**योंऽतः सुखोंऽतरारामस्तथांतर्ज्योतिरेव यः ।**
**स योगी ब्रह्म निर्वाणं ब्रह्म भूतोऽधिगच्छति ॥**

જેને અંતરાત્મામાંજ સુખ છે, જેને અંતરાત્મામાં
આરામ છે અને જેનું અંતર જ્યોતિથી પ્રકાશિત છે, તેવે
યોગી બ્રહ્મરૂપ થઇને બ્રહ્મના નિર્વાણને-મોક્ષને-પામેછે. ૨૪

**लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।**
**छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५ ।**

જેનાં પાપ ક્ષીણ થયાંછે, જેઓનો દ્વૈષભાવ નાશ પામ્યોછે, જેઓનું ચિત્ત પોતાને વશ છે, અને જેઓ પ્રાણીમાત્રના હિતમાં આનંદ માનેછે એવા ઋષિઓ બ્રહ્મના નિર્વાણ પદને પામેછે. ૨૫

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥२६॥

કામ ક્રોધથી રહિત, ચિત્તને વશ રાખનારા, તથા જેઓએ આત્માને જાણ્યોછે એવા સાધુ પુરૂષોને સર્વ સ્થિતિમાં બ્રહ્મરૂપ નિર્વાણ ચારે તરફથી છે. ૨૬

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥२७
यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥२८॥

બહારના વિષયોને બહાર રાખીને તથા દૃષ્ટિને બે ભ્રમરની મધ્યમાં સ્થિર કરીને, પ્રાણ તથા અપાનની (કુમ્ભક રેચકની) ગતિને નાસિકામાં સમાન કરીને, જેણે ઇંદ્રિયો, મન તથા બુદ્ધિ વશ કર્યાં છે, અને જેણે ઇચ્છા, ભય અને ક્રોધ તજ્યાં છે, તથા જે માત્ર મોક્ષ મેળવવાની કામનાવાળો છે, એવો મુનિ સદા મુક્તજ છે. ૨૭-૨૮

**भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥२९॥**

મ્હને યજ્ઞ અને તપનો ભોગવનાર, સર્વ લોકનો મહાન ઇશ્વર, તથા પ્રાણીમાત્રનો મિત્ર, જાણીને તે મુનિ શાન્તિને પામેછે. ૪૯

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे संन्यासयोगो नाम पंचमोऽध्यायः ॥३॥**

આવી રીતે પ્રભુના ગાયેલા ઉપનિષદોમાં પ્રભુતત્વ સંબંધી કર્મયોગ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુન સંવાદમાં સંન્યાસ યોગ નામનો પાંચમો અધ્યાય સમ્પૂર્ણ થયોછે.

---

૧—આ શ્લોકમાં 'માં' (પ્રભુ) પદનાં જેટલા વિશેષણોછે તે બધા વિધેય વિશેષણોછે. જે વિશેષણ કર્તામાં કોઈ જાતનો ફરક કરી બતાવે તે ઉદ્દેશ વિશેષણ કહવાયછે, અને જે વિશેષણ ક્રિયામાં કોઈ જાતનો ફરક કરી બતાવે તે વિધેય વિશેષણ કહેવાયછે. તો હવે શ્લોકનું તાત્પર્ય એમ સમજવાનું છે કે 'જે પુરૂષ મને, યજ્ઞ અને તપનો ભોગવનાર, સર્વ લોકનો મહાન્ ઈશ્વર, અને પ્રાણી માત્રનો હિત કરનારજાણે તે શાન્તિ ને પામે છે.'

**अहिं. भोक्तारं** વિગેરે 'માં' પદના વિધેય વિશેષણછે માટે આવો અર્થજ ઠીકછે.

# અધ્યાય ૬ ઠ્ઠો. અધ્યાત્મયોગ.



श्रीभगवानुवाच । શ્રી ભગવાન બોલ્યાઃ—

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः १

કર્મના ફળની ઇચ્છા રાખ્યા વિના જે મનુષ્ય કરવાયોગ્ય કર્મ કરેછે, તેજ સંન્યાસી છે અને તેજ યોગી છે. અગ્નિ ન રાખે અને ક્રિયા ન કરે તે કાંઇ યોગી નથી. ૧

यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥

હે પાંડવ ! જેને સંન્યાસ કહેછે તેને તું યોગ જાણ; કેમકે સંકલ્પનો ત્યાગ કર્યા વિના કોઇ પણ મનુષ્ય યોગી થઇ શકતો નથી. ૨

आरुरुक्षोर्मुनेर्योगं कर્म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥

---

૧—છટા અધ્યાયમાં પ્રભુ કર્મની યુક્તિ ( કૌશલનું સાધન ) બતાવેછે, કર્મનું સ્વરૂપ રહ્યું આવે પણ તે કર્મ પુરૂષને બંધન ન કરી શકે તે કર્મ. અને તેની યુક્તિ પણ ત્રીજા ચોથા પાંચમા આ છઠ

સંકલ્પના ત્યાગરૂપ યોગની ઇચ્છાવાળા મુનિને માટે કર્મ એજ સાધન છે; અને યોગમાં આરૂઢ–દઢ–થયા પછી તે મુનિને શાન્તિ એજ કર્મનું સાધન કહેવાય છે. ૩

---

ત્રણે અધ્યાયોમાં કહી છે. અર્થાત્–પ્રભુમાં બધા કર્મોનું અર્પણ કરીને ફલની આશા અને આસકિતને મુકીને જે પુરૂષ પ્રભુએ કહેલાં બધા કર્મો કરેછે તે કર્મના બંધન થી મુકત થાયછે, આ કર્મની મુકિતછે. પણ આ યુકિતમાં મનના નિગ્રહનો ખાસ જરૂરછે. જેનું મન વશમા ન હોય તે પુરૂષ કર્મની આસકિત અને કર્મના ફલોને મુકી ન શકે, અને તેવો પુરૂષ બધાં કર્મો પ્રભુને અપણ પણ ન કરી શકે. માટે આ છઠાં અધ્યાયમાં પ્રભુએ કર્મ યુકિત ( કર્મયોગ ) નું ખરૂં સાધન, ( મનને પોતાના કાબુમાં રાખવાનું અષ્ટાંગ યોગ રૂપ સાધન ) બાતવેછે. હવે જ્યારે ચિત્તશુદ્ધિ થઈ જાય અને કર્મયોગીનું મન તેના વશમાં થઇને કર્મોનું પ્રભુને અર્પણ કરવામાં, તથા કર્મોની આસકિત અને ફલોનો ત્યાગ કરવામાં, સિદ્ધ થઇ જાય, ત્યારે કોઇને એમ શંકા ન થાય કે ‘ સિદ્ધ થયા પછી કર્મ શું કરવા કરવાં ? એવા સિદ્ધ થયેલા કર્મ-યોગીને તો પછી કર્મ છોડી દેવાં જોઈયે ’ માટે આવી શંકાનો ઉત્તર પ્રભુ ૬ ઠા અધ્યાયના પ્રારમ્ભમાં જ આપે છે કે ‘ ફલની પ્રાપ્તિ થયા વાદ કર્મોનો ( સાધનોનો ) સંન્યાસ ( પરિત્યાગ ) કરવો જોઇએ પણ હવન, યજ્ઞ યોગ કરવાની અગ્નિને ન રાખવી, અથવા તો કર્મશુન્ય ( મુગા બેસી રહેવુ. ) થઈ જવું, તેનું નામ સંન્યાસ નથી. પણ ખરો સન્યાસ તો આ છે કે ‘ કર્મોનાં કોઈ જાતના ફલની ઇચ્છા રાખ્યા શિવાય અને પ્રભુને અર્પણ કરીને શાસ્ત્રોકત કર્મ કર્યા કરવાં ’ અર્થાત્ ચિત્ત શુદ્ધિ થયા વાદ પણ કર્મ સંન્યાસ લેવાની જરૂર નથી કિન્તુ

**यदा हि नेंद्रियार्थेषु न कर्म स्वनुषज्जते ।**
**सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥**

મનુષ્યને જ્યારે ઇંદ્રિયોના વિષયોમાં કે કર્મોમાં આસક્તિ રહે નહીં, અને સર્વ સંકલ્પોનો ત્યાગ કરે, ત્યારે તે યોગારૂઢ થયેલો કહેવાયછે. ૪

---

કર્મોના ફલની આસક્તિને મુકીને પ્રભુપ્રીત્યર્થે લોકને સારા રસ્તે ચલાવવા માટે તે કર્યાજ કરવાં. ચિત્તશુદ્ધિ થવા સારૂ નિષ્કામ કર્મ કરવાની ખાસ જરૂરછે. અને જ્યારે ચિત્ત શુદ્ધ થયું અને શાન્તિ પ્રાપ્ત થઈ ત્યારે તેજ શાન્તિ, લોકને સારાં કર્મ કરવાની શિક્ષા આપવાનું કારણ થાયછે, તે વાત આ ૩ જા શ્લોકમાં કહેછે. ચિત્તશુદ્ધિ અને મનની શાન્તિ થયા બાદ જો સંન્યાસ લેવાનો ખાસ નિયમજ થઈ જાય તો પછી કાલાન્તરમાં લોકમાં કર્મ કરવાની શિક્ષા આપનાર કોઈ ન મલે અને બધા સંન્યાસી થઈ જાય અને લોકનો નાશ થઈ જાય. માટે શાસ્ત્રોકત કર્મ કરવાની શિક્ષા આપનાર કોઈ શ્રેષ્ટ પુરૂષ જોઈએજ. કારણકે શ્રેષ્ટ પુરૂષને કર્મ કરતો જોઈને બીજા તેથી હલકી પંકિતના લોકો સારાં કર્મ કરતાં શીખેછે. તે વાત આ શ્લોકમાં કહીછે કે જે પુરૂષ કર્મના કૌશેલની ઈચ્છા રાખેછે તેને તે પ્રાપ્તિ કરવાનું સાધન નિષ્કામ કર્મછે. અર્થાત્ નિષ્કામ કર્મ કર્યા શિવાય કર્મયુકિત આવવાની નથી. અને જ્યારે તે યુકિત આવડી ગઈ એટલે નિષ્કામ કર્મ કરવાં તો તેને સહજ થઈ ગયાં. ત્યારે તેનું તે વૈરાગ્યજ લોક શિક્ષા માટે કર્મ કરવાનું કારણ થઈ જાયછે, અર્થાત્ જ્યારે નિષ્કામ કમ કરવા થી પુરૂષની ચિત્તશુદ્ધિ થઇ જાય છે અને તેને કર્મના ફ્લોમાં આસક્તિ રહેતી નથી

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥५॥

મનુષ્યે મન વડે આત્માનો ઉદ્ધાર કરવો, પણ આત્માનો નાશ ન કરવો; કેમકે મનજ આત્માનો બંધુ છે, અને મનજ આત્માનો શત્રુ છે. ( અર્થાત મનુષ્યે, મનને વશ થઇને, પોતાને હાથેજ પોતાની અધોગતિ કરવારૂપ મૂર્ખતા કરવી નહીં, પણ તેણે મનને વશ કરીને, પોતાની મેળે પોતાનો ઉદ્ધાર કરવાનું ડહાપણ રાખવું જોઇએ. ) ૫

बंधुरात्माऽऽमनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥

---

અને જ્યારે તે શાન્ત ચિત્ત થઈ જાયછે ત્યારે તેને કર્મ કરતાં છતાં બન્ધનો ભય રહેતો નથી અને એવો પુરૂષ સુખથી લોકને સત્કર્મ કરવાની શિક્ષા આપી શકે છે. ભગવદ્ધર્મો જો કે શાસ્ત્રોમાં કહેલાછે તો પણ જ્યા સુધી કોઈ શ્રેષ્ટ પુરૂષ તેની શિક્ષા ન આપે, તેને કરી ન બતાવે ત્યાં સુધી બીજા અજ્ઞાની લોકો તે ધર્મોને કરતા નથી. માટે જેને પોતાને કર્મ બન્ધન થી ભય રહ્યું ન હોય તેવો શ્રેષ્ટ પુરૂષ જ્યારે ભગવદ્ધર્મોનું પોતે આચરણ કરીને લોકને તેવું કરતા શિખવાડે છે ત્યારે તો લોકો પણ ભગવદ્ધર્મોનું આચરણ કરેછે. માટે ' યોગારૂઢની શાન્તીજ તેને કર્મ કરવાનું કારણ થઇ જાયછે ' આ કહેવું ઠીકજછે.

જેણે આત્મા વડે મનને જીતેલ છે, તેનું મન આત્માનો બંધુ છે; અને જેણે મનને વશ કર્યું નથી તેનું મન આત્માના શત્રુની પેઠે વર્તેછે. ૬

**जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।**
**शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥**

જેણે આત્મા વડે મનને જીત્યું છે અને જે શાંત છે, તેનો આત્મા ટાઢ તથા તડકામાં, સુખ તથા દુઃખમાં તથા માન અને અપમાનમાં સમાન રહેછે. ૭

**ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।**
**युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥ ८ ॥**

જે જ્ઞાન અને વિજ્ઞાનથી તૃપ્ત છે, જે દૃઢ ચિત્તવાળો તથા જીતેંદ્રિય છે, અને જેને માટીનું ઢેફું, પથ્થર તથા સોનું એ બધાં સમાન છે, તેવો મનુષ્ય યોગયુક્ત એટલે યોગમાં આરૂઢ થયેલો કહેવાયછે. ૮

**सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।**
**साधुष्वपि च पापेषु समबुध्दिर्विशिष्यते ॥ ९ ॥**

સ્નેહી ( જે ક્રિયા દ્વારા હિત કરે ) મિત્ર ( જે ઉપદેશ દ્વારા હિત ચાહે ) શત્રુ, તટસ્થ, અપક્ષપાતી, દ્વેષી, સંબંધી,

સાધુ તથા પાપી, એ સર્વ પ્રકારના મનુષ્યો વિષે જેની બુદ્ધિ સમાન છે, તેવો પુરૂષ શ્રેષ્ઠ. ૯

**योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥**

એકાંત સ્થળમાં, એકલા રહીને, ચિત્ત અને મનને વશ રાખીને, આશા તથા લોભ રહિત થઇને, યોગી પુરૂષે નિરંતર યોગમાં મચ્યા રહેવું. ૧૦

**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।**
**नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११**
**तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।**
**उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥**

પવિત્ર સ્થાનમાં, બહુ ઉંચા નહીં તેમ બહુ નીચા પણ નહિ એવા, દર્ભ, મૃગચર્મ અને વસ્ત્રના ક્રમથી ઉતર અધર પાથરેલા પોતાના નિશ્ચળ આસન પર બેસીને, મનને એકાગ્ર કરીને, ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાઓને રોકીને, તથા આસનપર સ્થિર થઇને, તેણે અંતઃકરણની વિશુદ્ધિને માટે યોગાભ્યાસ કરવો. ૧૧-૧૨

**समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।**
**संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥१३॥**
**प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।**
**मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४॥**

શરીર, માથું અને ડોકને સીધાં તથા દૃઢ રાખીને, સ્થિર થઈને, પોતાની નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિને સ્થિર કરીને, તથા આસપાસ ન જોતાં પ્રશાંત ચિત્તવાળા, નિર્ભય અને બ્રહ્મચર્યવ્રતમાં દૃઢ એવા મનુષ્યે મનને રોકીને, મ્હારામાં ચિત્ત અર્પણ કરીને તથા યોગયુક્ત થઈને મ્હારા પરાયણ થઈને બેસવું. ૧૩-૧૪

**युंजन्नेवं सदात्मानं योगी विगतमानसः ।**
**शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥**

એવી રીતે મનને નિરંતર અભ્યાસમાં જોડનારો અને ચિત્તને વશ રાખનારો યોગી મ્હારા વિષે રહેલી પરમ નિર્વાણરૂપ શાન્તિને પામેછે. ૧૫

**नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।**
**न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥**

પણ હે અર્જુન ! અતિ આહાર કરનારને માટે, તેમ કેવળ આહાર ન કરનારને માટે, કે અતિ નિદ્રા કરનારને માટે કે કેવળ જાગૃત રહેનાર મનુષ્યને માટે યોગાભ્યાસ છેજ નહીં. ૧૬

**युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।**
**युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥**

જે મનુષ્ય આહાર વિહારમાં નિયમિતછે, કર્મ કરવામાં નિયમિત છે તથા ઉંઘવામાં અને જાગવામાં નિયમિત છે, તેનેજ યોગ, દુઃખ હણનારો થાયછે. ૧૭

**यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।**
**निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ १८**

જ્યારે સારી રીતે વશ થયેલું ચિત્ત પ્રભુને વિષેજ સ્થિર થાયછે, અને સર્વ પ્રકારની કામનાઓથી રહિત થાયછે, ત્યારે તે યોગારૂઢ કહેવાયછે. ૧૮

---

૧—જે બે ભાગ અન્ન અને એક ભાગ જલ થી પેટને ભરીને ચોથો ભાગ ખાલી રાખેછે તે નિયમિતા હાર મનુષ્ય કહેવાયછે. અને અને જે ઋતુ શિવાય સ્ત્રી સંભોગ કરતો નથી તે નિયમિત વિહાર કહેવાયછે અને જે માણસ નૌવાગ્યા પછી ઉંઘીને રાત્રિના ત્રણ વાગ્યા પછી જાગેછે તે માણસ '**युक्तस्वप्नावबोध**' કહેવાયછે. તેની બુદ્ધિ ઠેકાણે રહી શકેછે.

यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥१९॥

યોગારૂઢ મનુષ્યના આવી રીતે વશ થયેલા ચિત્તને પવન-વિનાના સ્થાનમાંના નિશ્ચળ દીવાની ઉપમા અપાયછે. ( અર્થાત સ્થિર દીવાની જ્યોતિની પેઠે એવા યોગીનું ચિત્ત સ્થિર રહે છે. ) ૧૯

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥२०॥
सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥२१॥
यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिस्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥२२॥
तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥२३॥

એ પ્રમાણે યોગનું સેવન કરનાર યોગીનું એકાગ્ર થયેલું ચિત્ત, આત્મા વડે આત્માને જોઇને આત્મામાંજ સંતોષ પામે છે; તથા ઇંદ્રિયો વડે ભોગવી શકાય નહીં પણ માત્ર બુદ્ધિવડેજ અનુભવી શકાય એવું સર્વોત્તમ સુખ તે અવ-

સ્થામાં તે અનુભવેછે; અને તે અવસ્થામાં સ્થિર થયેલો યોગી ચૈતન્ય તત્ત્વમાંથી કદી પણ ચલાયમાન થતો નથી; તેમજ તે અવસ્થાને પામીને તે બીજા કોઇ પણ લાભને અધિક માનતો નથી, અને તે અવસ્થામાં સ્થિર થયા પછી મહા દુઃખ આવી પડે તોપણ તેથી તે ડગતો નથી. આ પ્રમાણે દુઃખના સંયોગોમાં પણ દુઃખનું ભાન ન થાય એવી અવસ્થા પ્રાપ્ત કરવી તેનું નામ "યોગ" જાણવું. આ યોગ મનમાં કંટાળો લાવ્યા વિના નિશ્ચયપૂર્વક સાધવો. ૨૦-૨૧-૨૨-૨૩.

**संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।**
**मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥**
**शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥२५**

એવા યોગની ઇચ્છાવાળાએ સંકલ્પથી ઉત્પન્ન થતી સર્વ કામનાંઓને સંપૂર્ણ રીતે તજીને, તથા મનવડે સર્વ ઇંદ્રિયોને સર્વ રીતે નિયમિત્ત કરીને, ધૈર્યવાળી બુદ્ધિથી તેણે ધીમે ધીમે વિષયો ઉપરથી મનને ખેંની લઇ, તે મનને આત્માને વિષે સ્થિર કરીને બીજી કોઈ પણ વસ્તુનો વિચાર કરવો નહીં ૨૪-૨૫

यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

ચંચળ તથા અસ્થિર સ્વભાવવાળું મન જ્યારે જ્યારે ચલાયમાન થાય ત્યારે ત્યારે તેને પાછું ખેંચી લઇ આત્માના ચિંતનમાંજ તેને જોડી દેવું. ૨૬

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

એવી રીતે અત્યંત શાંત મનવાળા, જેનો રજોગુણ શાન્ત થયો છે એવા અને બ્રહ્મરૂપ થયેલા પાપરહિત યોગીને ઉત્તમ સુખ મળેછે. ૨૭

युंजन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ २८ ॥

એ પ્રમાણે સદા ચિત્તને આત્મામાં જોડ્યા કરતો પાપ રહિત યોગી બ્રહ્મના સ્પર્શથી થતા અત્યંત સુખને સહેજમાં અનુભવેછે. ૨૮

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥

એવો યોગયુક્ત અને સર્વમાં સમદષ્ટિવાળો યોગી સર્વ પ્રાણી અને પદાર્થોમાં પોતાના પ્રભુને અને પોતાના પ્રભુમાં સર્વ પ્રાણી અને પદાર્થોને રહેલાં જુએછે. ૨૯

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥**

જે પુરૂષ મ્હને સર્વ સ્થળે રહેલો જુએછે અને સર્વને મ્હારામાં રહેલાં જુએછે, તેનાથી હું દૂર નથી. અને તે મ્હારાથી દૂર નથી. ૩૦

**सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।**
**सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥**

જે મનુષ્ય એકતાનો આશ્રય કરીને સર્વ પ્રાણીઓમાં રહેલા એવા મ્હનેજ ભજેછે, તે યોગી ગમે તે પ્રકારે જીવન ગાળતો હોય તોપણ તે મ્હારામાંજ રહેછે. ૩૧

**आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।**
**सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ३२ ॥**

હે અર્જુન ! સુખને અથવા દુઃખને જે સર્વત્ર પોતાની સરખાઇ થી સમાન દેખેછે તેને મેં પરમ યોગી માનેલોછે. ૩૨

अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યા:—

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
तस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिरां ॥३३

હે મધુસૂદન ! સુખદુઃખમાં સમાન ભાવ અનુભવવારૂપ આ જે યોગ ત્હમે કહ્યો, તે યોગની લાંબો વખત ટકી રહે એવી સ્થિરતા, મનના ચંચળપણાને લીધે હું જોતો નથી. ૩૩

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करं ॥ ३४ ॥

કેમકે હે કૃષ્ણ ! મન ખરેખર ચંચળ, ઇંદ્રિયોને વિહ્વળ કરનાર, બળવાન તથા દૃઢ છે. અને તેને વશ કરવું તે વાયુને વશ કરવા જેટલું કઠણ હું માનુંછું. ૩૪

श्रीभगवान उवाच । શ્રીભગવાન બોલ્યા:—

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥

હે મહાબાહુ ! ખરેખર મન ચંચળ છે, તેને વશ કરવું ઘણુંજ કઠણ છે. પરંતુ હે કૌંતેય ! અભ્યાસથી અને વૈરાગ્યથી તેને વશ કરી શકાયછે. ૩૫

**असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।**
**वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥३६॥**

હું માનુંછું કે જેનું મન વશ નથી તેને યોગ પ્રાપ્ત થવો બહુ કઠણછે; પણ જેનું મન વશછે એવા પ્રયત્ન કરનાર મનુષ્યને યોગ્ય ઉપાયથી યોગ પ્રાપ્ત થઇ શકેછે. ૩૬

**अर्जुन उवाच । અર્જુન બોલ્યાઃ—**

**अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।**
**अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥३७॥**

હે કૃષ્ણ ! જે જીતેંદ્રિય નથી તથા જે પુરૂષનું મન યોગમાંથી ચળિત થયેલુંછે છતાં પણ જે શ્રદ્ધાવાળો છે, તેનો યોગ પૂર્ણ ન થાય તો તેની શી ગતિ થાયછે ! ૩૭

**कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।**
**अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥**

હે મહાબાહુ ! બ્રહ્મના માર્ગમાં મૂઢ અને અસ્થિર મનવાળો તે પુરૂષ, બેઉ માર્ગમાંથી ભ્રષ્ટ થઇને છુટા પડેલા વાદળાની પેઠે નાશ તો નથી પામતો ! ૩૮

**एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।**
**त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥ ३९ ॥**

હે કૃષ્ણ ! મ્હારો આ સંશય સંપૂર્ણ રીતે દુર કરવાને ત્હમેજ યોગ્યછો. કારણકે આ સંશયને દુર કરનાર ત્હમારા વિના બીજો કોઈ મળે તેમ નથી. ૩૯

**श्रीभगवान उवाच। શ્રીભગવાન બોલ્યાઃ—**

**पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।**
**नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥४०॥**

હે પાર્થ ! આ લોકમાં તેમજ પરલોકમાં પણ તેનો વિનાશ નથી; કેમકે હે તાત ! કલ્યાણ ( શુભકર્મ ) કરવા-વાળો કોઇ પણ મનુષ્ય દુર્ગતિને પામતો નથી. ૪૦

**प्राप्य पुण्यकृताँल्लोकानुषित्वा शाश्वतीः समाः**
**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥**

પણ યોગથી ભ્રષ્ટ થયેલો તે મનુષ્ય પુણ્યશાળીઓને પ્રાપ્ત થનારા સ્વર્ગાદિ લોકમાં જઇને, અને ત્યાં લાંબાં કાળ સુધી રહીને પછી પવિત્ર અને ધનવાન પુરૂષને ઘેર જન્મ લેછે. ૪૧

**अथवा योगिनामेव कुले भवति धीमताम् ।**
**एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥**

અથવા જ્ઞાની યોગીઓના કુળમાં પણ તે જન્મેછે. પણ આ લોકમાં આવો જન્મ ખરેખર ઘણોજ દુર્લભ છે. ૪૨

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥ ४३ ॥

એવા કુળમાં તે મનુષ્ય પૂર્વ દેહની બુદ્ધિનો સંયોગ પામેછે. અને હે કુરૂનંદન! ફરીથી સંપૂર્ણતાને માટે તે પ્રયત્ન કરેછે. ૪૩

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥

તે યોગનો જીજ્ઞાસુ, પૂર્વના અભ્યાસના બળને લીધે પૂર્ણતા મેળવવા તરફ પરાણે ખેંચાયછે. અને પરિણામે શબ્દબ્રહ્મને તે ઓળંગી જાયછે. અર્થાત્-તે વેદશાસ્ત્રના પરોક્ષવાદના રહસ્યને સમજી જાયછે. ૪૪

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥

અને ખંતથી પ્રયત્ન કરતો તે યોગી કે જેનાં પાપ ધોવાઇ ગયાં છે અને જેણે અનેક જન્મના અભ્યાસ વડે સંપૂર્ણતા મેળવીછે તે ત્યાર પછી મોક્ષને પામેછે. ૪૫

तपस्विभ्योऽधिको योगी
ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।

**कर्मिभ्यश्चाधिको योगी**
**तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥**

તપસ્વીથી યોગી અધિક છે. જ્ઞાનીથી પણ યોગી અધિક મનાયેલોછે, તથા કર્મ કરનારાથી, પણ યોગી અધિક છે. માટે હે અર્જુન! તું યોગી થા ૪૬

**योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना।**
**श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ ४७ ॥**

---

૧—કેવલ કર્મયોગના નવીન પક્ષપાતી કેટલાએક આ શ્લોકમાં એમ કહેછેકે 'આ શ્લોકમાં ભગવદ્ભકિતને શ્રેષ્ઠ બતાવવાનું પ્રભુનું તાત્પર્ય નથી, કારણકે બારમાં અધ્યાયમાં પ્રભુ પોતેજ કહેશે કે ધ્યાનથી કર્મ ફલને ત્યાગ શ્રેષ્ઠછે.' પરન્તુ આ તેઓનું કહેવું તદ્દન ભુલ ભરેલુંછે. ધ્યાન તો ભકિતના આગલ ઘણું હલકુછે, ધ્યાન તો ભકિતનું પહેલું પગથિયુંછે. માટે કર્માદિક થી ભકિત શ્રેષ્ઠછે એજ પ્રભુનો મત છે. કેટલાએક ગીતામાં કર્મ, ભકિત, અને જ્ઞાન એમ સ્વતન્ત્ર નિષ્ઠાઓ કહીછે એમ કહેછે, પણ તે પણ તેઓની ભુલછે, કારણકે આ શ્લોકમાં પ્રભુએ કર્મયોગી પ્રભૃતિ ઓથી પણ ભકતને ઉત્તમ ગણ્યોછે માટે ગીતામાં તો એક ભકિત નિષ્ઠાનુંજ પ્રતિપાદનછે એમ સ્પષ્ટ જણાયછે.

સર્વ યોગીઓમાં પણ જે યોગી શ્રદ્ધાવાન ( આચાર્યના ઉપદેશમાં આસ્થાવાલો ) થઇને, મ્હારામાંજ મન રાખીને, મ્હને ભજેછે તેને મેં ઉત્તમ યોગી માનેલો છે. ૪૭

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे ध्यानयोगोनाम
षष्ठोऽध्यायः ॥ ६ ॥

આવી રીતે પ્રભુએ ગાયેલા ઉપનિષદોમાં ઇશ્વર વિદ્યાના કર્મયોગ
શાસ્ત્રમાં શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદમાં ધ્યાનયોગ
નામનો ૬ ઠો અધ્યાય સમ્પૂર્ણ થયોછે.



# અધ્યાય ૭ મો. જ્ઞાનયોગ.

—•• ••—

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:—

मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥

હે પાર્થ! મ્હારામાં મન આસક્ત કરીને અને મ્હારે આશ્રયે રહીને, યોગ કરવાથી તું મ્હને સંશય વિના સર્વ રીતે કેવી પ્રકારે જાણીશ તે સાંભળ. ૧

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते २

---

૧—સ્વરૂપની સમજણ । ૨—વિજ્ઞાન સહિત—અર્થાત્ પ્રત્યક્ષમાં જે પૃથિવી આદિ પદાર્થો જોવામાં આવેછે તેના સ્વરૂપની સમજણની સાથે આ શ્લોકમાં પ્રભુ એવી પ્રતિજ્ઞા કરેછે કે હે અર્જુન જે જાણ્યા બાદ તને આ જગતમાં કંઇ પણ જાણવા લાયક બાબત ન રહી જાય, તેવું જ્ઞાન હું તને આપું છું, તેથી એમ માલુમ પડેછે કે આગલના અધ્યાયોમાં અને વિશેષ કરીને આ અધ્યાયમાં પ્રભુ પોતાના સ્વરૂપનું જ વર્ણન કરશે. કારણકે પ્રભુના સ્વરૂપમાં સમગ્ર જગત્‌ના પદાર્થો આવી જાયછે. અને તે વાત ૧૧ મા અધ્યાયમાં વિશ્વરૂપ દર્શન કરાવતી વખતે સ્પષ્ટ થશે. પ્રભુનાં સ્વરૂપ અનન્તછે તેમાં ક્ષર અને અક્ષર આ બન્ને પણ પ્રભુનાં સ્વરૂપછે. જેનું રૂપાન્તર થતું રહેતું હોય તેને ક્ષર કહેછે.

હું ત્હને આ વિજ્ઞાન સહિત જ્ઞાન સંપૂર્ણ રીતે કહીશ, જે જાણુવાથી તને આ સંસારમાં બીજુ કાંઈ જાણુવાનું બાકી રહેશે નહીં ૨

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये।**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ३**

---

અને જે કોઈ વખતે પણ બદલાય નહીં અને એકજ રૂપમાં રહે તેને **अक्षर** કહેછે. આ બન્ને પ્રભુની પ્રકૃતિ (સ્વરૂપ) છે. **छान्दोग्योपनिषत्**માં અને **मुण्डकोपनिषत्**માં ' **कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति** ' (૧-૧-૩.) હે પ્રભો કેને જાણવા થી આ બધું જાણી શકાય છે ' આવી રીતે પ્રશ્ન કરીને તેના ઉત્તરમાં બ્રહ્મના (પ્રભુના) સ્વરૂપનુંજ વર્ણન કરવામાં આવ્યુંછે. જે પ્રકૃતિ હમેશાં બદલાતી રહે અને ચેતનવિના કાર્ય ન કરી શકે તે હલકા દરજાનીછે એટલે કે તે અપરા પ્રકૃતિ કહેવાયછે અને જે કોઈ વખતે પણ બદલાય નહી, અને **क्षर** પ્રકૃતિનું ધારણ કરે તે પરા પ્રકૃતિ કહેવાયછે. તે બધું આગલના શ્લોકોમાં સ્પષ્ટ થશે. વિરૂદ્ધ દેખાતા ધર્મોનો એક આશ્રય પ્રભુ પોતેછે માટે કોઈ જાતનો પ્રશ્ન થતો નથી

૧—આ શ્લોકનો અન્વય કરવામાં ઘણા ટીકા કરતાઓ ને ગડબડ કરવી પડીછે. કારણકે **सिद्धानां** પદનું **यततां** વિશેષણ આવ્યુંછે પણ યત્ન કરનારાઓને સિદ્ધ કહી શકાયજ નહીં. માટે આનો અન્વય આવી રીતે કરવો ' **मनुष्याणां सहस्रेषु कश्चित्सिद्धये यतते। यततामपि कश्चित्तत्त्वतः वेत्ति ( आत्मानमित्यर्थः )। सि[illegible]ानां ज्ञानिनामपि कश्चिन्मां तत्त्वतः वेत्ति।** આનો અર્થતો લખ્યોછે,

હજારો મનુષ્યોમાંથી કોઇકજ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરેછે, અને પ્રયત્ન કરતા મનુષ્યોમાં થી પણ કોઇકજ આત્માને ખરીરીતે જાણેછે. અને આત્મજ્ઞાની પુરૂષોમાં થી પણ કોઇકજ મ્હને ખરેખરી રીતે જાણેછે. ૩

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥
अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥

ભૂમિ, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન અને બુદ્ધિ તથા અહંકાર; એ મ્હારી આઠ પ્રકારની જુદી જુદી પ્રકૃતિ છે. ૪

આતો "અપરા" એટલે નીચા પ્રકારની પ્રકૃતિ કહી. હવે એનાથી ઉંચા પ્રકારની મ્હારી "પરા" પ્રકૃતિ કે જે જીવ રૂપે છે અને જેનાથી હે મહાબાહુ! આ જગત્ ટકી રહેછે તેને તું જાણ. ૫

૧–જીવ પ્રભુનો શુદ્ધ ચેતન અંશછે, તે વાત આગલ '**ममैवांशो**' શ્લોકમાં પ્રભુ સ્વયં કહેશે. પણ ભગવદિચ્છાથી પ્રાણાધ્યાસ (હું પ્રાણના આધારે જીવુંછુ એમ અવળી સમજ) થવાથી જીવ કહેવાયછે, માટેજ અહીં વ્યર્થ છે.

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥

પ્રાણીમાત્રનું ઉત્પત્તિ સ્થાન આ બે પ્રકૃતિજ છે; આવી રીતે આખા જગતની ઉત્પત્તિ તથા લયનું સ્થાન હું છું, એમ જાણ. ૬

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥

હે ધનંજય ! મ્હારાથી શ્રેષ્ઠ[1] બીજું કાંઈ નથી; દોરામાં મોતીની પેઠે મ્હારામાં આ બધું ( જગત ) પરોવાયેલું છે. ૭

रसोऽहमप्सु कौंतेय प्रभास्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥

હે કૌંતેય ! જળમાં રસ હું છુ, ચંદ્ર અને સૂર્યમાં પ્રકાશ છું, સર્વ વેદમાં પ્રણવ ( ઓંકાર ) છું, આકાશમાં શબ્દ છું અને મનુષ્યમાં પુરૂષત્ત્વ છું. ૮

पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥

---

૧—श्रेष्ठतम । ૨—મણિરૂપ જગતને પણ બ્રહ્મરૂપ જાણવું કારણ તેનું મુળ બન્ને શકિતઓને પ્રભુએ સ્વરૂપમાંજ ગણીછે.

વળી પૃથ્વીમાં પવિત્ર ગંધ હું છું, અગ્નિમાં તેજ હું છું. પ્રાણીમાત્રમાં જીવન હું છું, અને તપસ્વીઓનું તપ હું છું ૯

[1]बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् १०

હે પાર્થ ! મ્હને પ્રાણી માત્રનું સનાતન બીજ જાણ; વળી બુદ્ધિમાનોની હું બુદ્ધિ છું, અને તેજસ્વીઓનું તેજ છું ૧૦

बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

બળવાનોનું તૃષ્ણા અને રાગ રહિત બળ હું છું. તથા હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! પ્રાણી માત્રમા ધર્મથી વિરૂદ્ધ નહીં એવી ઇચ્છા તે હું છું. ૧૧

ये चैव सात्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि १२

જે કાંઈ બીજા પણ સાત્વિક, રાજસિક અને તામસિક સ્વભાવવાળા છે તે સર્વ મ્હારાથીજ ઉપજેલા છે એમ જાણ. વળી હું તેમનામાં સમાઇ જાઉં તેટલો નથી, પણ તે સર્વ પદાર્થો મ્હારામાં સમાઇ રહેલા છે. ૧૨

---

૧—બીજ શબ્દથી પ્રભુ એમ જણાવેછેકે સર્વ જગતનું ઉપાદાન કારણ અને નિમત્ત કારણ બન્ને હુંજ છું.

**त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।**
**मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् १३**

આ આખું જગત્ એ ત્રણ ગુણવાળા સ્વભાવમાં મોહ પામેલું હોવાથી, હું કે જે એ ગુણોથી શ્રેષ્ઠ છું અને નાશ રહિત છું તેને જાણતું નથી. ૧૩

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यंते मायामेतां तरंति[1] ते ॥ १४ ॥**

---

૧—કેટલાક અવિદ્યા ( અજ્ઞાન ) નો વિદ્યા ( જ્ઞાન ) વડે નાશ થવાથી મોક્ષ માનેછે. જો કે તે વાત ઠીકછે તો પણ તે મોક્ષ આત્યન્તિક નથી થતો, એટલેકે સદાને માટે રહેનારી વિદ્યા અને અવિદ્યાઆ બન્ને પ્રભુની કારણરૂપ માયાનું કાર્ય ( માયાથી પ્રકટ થઈ ) છે, માટે અવિદ્યાના નાશ થયા બાદ પણ વિદ્યાના રહેવાથી એક ભાગથી તો માયા રહીજ. તો પછી જેમ સ્વપ્નને જાગ્રત દબાવે નો કોઇ વખતે જાગ્રત્ સ્વપ્નને દબાવી દેછે તેમજ વખતે વિદ્યાને અવિદ્યા પણ દબાવી નાખે એમ સંભવ રહેછેજ. માટેજ માર્કણ્ડેય પુરાણમાં કહ્યું છે કે ‘ **ज्ञानिनामपि चेतांसि देवी भगवती हि सा । बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति** ॥ ’ ‘ પ્રભુની માયા જ્ઞાનિઓનાં પણ મનને બલાત્કારે ખેંચીને આજ્ઞાનમાં નાખી દેછે. ’ તેથી આત્મજ્ઞાનથી એકદમ મોક્ષ મલવો કઠણ છે કિન્તુ જે પુરૂષો પ્રભુને શરણ જાયછે એટલે પ્રભુની ભકિત કરે, તો તે ભકિતથી વિદ્યા અને અવિદ્યાનું મુલ એવી માયાને તરી જાય છે.

મ્હારી આ ત્રણ ગુણોંવાળી અને મ્હારે અધીન રહનારી માયાને તરી જવી કઠણ છે; જેઓ મ્હારે શરણે આવેછે તેઓ આ માયાને તરી શકેછે. એટલેકે મોક્ષને પામેછે. ૧૪

**न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः ।**
**माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५**

---

૧—જેવીરીતે આગલના ૧૬ માં શ્લોકમાં ભકતોના ચાર ભેદ બતાવ્યાછે તેમ આ શ્લોકમાં અભકતો ( નહીં ભજનારા ) ના પણ ચાર ભેદ બતાવ્યાછે. એટલે કે પ્રભુનું ભજન ન કરનારા અભક્તો પણ ચાર પ્રકારનાછે. ૧ મુઢ, ( અજ્ઞાનિઓ ) ૨ નરાધમ, ૩ માયાવડે ચોરાઈ ગયેલા જ્ઞાનવાલા, અને આસુરભાવને પ્રાપ્ત થયેલા. આ ચારમાં બે બહિર્મુખ અને પ્રભુથી દ્વેષ કરનારાછે, એમ જાણવું. અને તે એક એકથી ઉત્તરોત્તર વધારેને વધારે પાપ કરનારાઓછે. જેઓની જીભમાં કોઈ દોષ થઈ ગયો હોય એવા સાકર ખાનારાઓ અહીં દૃષ્ટાન્ત તરીકે આપી શકાયછે. કેટલાક બગડેલી જીભવાલાઓ જેમ સાકરના સ્વાદને ગ્રહણ કરી શકતા નથી કે સાકર કેવીછે, પણ બધા માણસોના ભયથી અથવા સંકોચથી તેનો અનાદર કરતા નથી, તેમ શાસ્ત્રમાં પ્રભુનું મહાત્મ્ય સારી રીતે કહેલુંછે તેમ છતાં નિર્બુદ્ધિ હોવાથી અને દેહેંદ્રિય વ્યવહારોમાં ફસાયેલા હોવાથી પ્રભુનું ગ્રહણ કરી શકતા નથી પણ અનાદર પણ કરતા નથી તે મુઢ કહેવાયછે. અને જેવી રીતે કેટલાક જીન્હા દોષવાલા સાકરના સ્વાદનું ગ્રહણ કરતા નથી અને તેનો અનાદર પણ કરેછે, તેવીરીતેજ જે પુરૂષો શાસ્ત્રમાં કહેલા પ્રભુના તત્વને સાંભળવા અને જાણવા લાયક બુદ્ધિ ધરાવતા હોય તો પણ

ચાર પ્રકારના પાપ કરનારા, મૂઢ, નીચ તથા જેઓનું જ્ઞાન માયાને લીધે ચોરાઈ ગયેલું છે, અને જેઓ આસુરી સ્વભાવવાળા છે તેઓ મ્હને ભજતા નથી. ૧૫

---

પાપ વશ થઈને તેમાં અવિશ્વાસ રાખીને પ્રભુનું શરણ લેવાં ચાહતા નથી તે **નરાધમ** કહેવાય છે. અને જેવીરીતે કેટલાક સાકરના માધુર્યને ગ્રહણ કરતા હોય તો પણ ખટાસ તીખાસ વગેરે વિરૂદ્ધ રસોમાં આસકત હોવાથી તે માધુર્યનો દ્વેષ કરે તેવીરીતેજ સારી પેઠે શાસ્ત્રમાં બતાવેલા પ્રભુના મહાત્મ્યમાં અને પ્રભુના અલૌકિક ગુણોમાં પોતાની બુદ્ધિથી અસંભાવના વિરૂદ્ધ ભાવનાઓ કરી કરીને, અને તે પ્રભુના માહાત્મ્ય આદિ અલૌકિક ગુણોથી વિપરીત યુકિતઓથી જેનુ જ્ઞાન હણાઈ જતું હોય તેથી દ્વેષ કરે તે ચોરાઈગયેલ જ્ઞાનવાલાછે. અને જેમ સાકરના માધુર્યને તીખું ગ્રહણ કરે અને વલી માધુર્યથી દ્વેષ પણ કરે તેમ જે ચોથા અભકત શાસ્ત્ર અને પ્રત્યક્ષથી સ્પષ્ટ દેખાતા પ્રભુના માહાત્મ્ય અને ગુણ સમુહને ગ્રહણજ ન કરતા હોય અને પ્રભુથીં તથા પ્રભુના ભકતોથી દ્વેષ કરે તે આસુરભાવ વાલા કહેવાયછે. આસુર-જીવો પણ બે પ્રકારના છે, અજ્ઞ અને **दुर्ज्ञ** જેનુ જ્ઞાન મુળથી દુષ્ટછે અને જેનુ વર્ણન પ્રભુએ '**प्रवृत्तिंच**' '**तानहं**' આદિ શ્લોકોથી કર્યુંછે તે '**दुर्ज्ञ**' આસુરછે. અને જે તેવાઓના કુલમાં જન્મ લેવાંથી તેઓના સંગથી અથવા કોઈ રીતે પણ તેવાઓનો સંગ થવાથી આસુર જેવા થઈ ગયા હોય તે '**अज्ञ**' આસુર કહેવાયછે. આસુરોના સંગથી આસુર જેવા અજ્ઞોનો ઉદ્ધાર, કાં તો સત્સંગાદિથી ભકિત માર્ગમાં પ્રવેશ થઈને થાયછે અને કાં તો પ્રમેય બલથી થાયછે. જેઓનો ઉદ્ધાર

**चतुर्विधा भजंते मां जनाः सुकृतिनाऽर्जुन ।**
**आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ १६**

હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન ! જે સારાં આચરણુવાળા મનુષ્યો મ્હને ભજેછે તેના ચાર ભેદ છે; દુઃખી, મોક્ષની ઇચ્છાવાળો, સ્વાર્થી અને જ્ઞાની. ૧૬

**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च ममप्रियः १७**
**उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।**
**आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम्**

તેઓમાં નિત્ય યુકત એવો જ્ઞાની જે મ્હનેજ ભજેછે તે ઉત્તમ છે; કેમકે બીજાઓ કરતાં જ્ઞાનીને હું ઘણોજ પ્રિય લાગું છું, અને જ્ઞાની મ્હને ઘણો પ્રિય લાગેછે. ૧૭

---

પ્રભુ પોતે અનુગ્રહથી કરેછે તેઓને ભાગ્યવાન્ ગણેલાછે. શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે '**मन्येऽसुरान्भागवतांस्त्र्यधीशे संरम्भमार्गाभिनिविष्टचित्तान्** । ક્રોધ આદિ માર્ગોદ્વારા પણ જેઓનું મન ત્રિલોકનાથ પ્રભુમાં પરોવાયુંછે તે અસુરોને તો હું પ્રભુના ભકત ગણું છું.

૧—અહીં જ્ઞાની શબ્દથી કેવલ જ્ઞાની ન લેવું કારણકે પહેલા શ્લોકમાં જ્ઞાની ભકતને ઉત્તમ ગણેલોછે, માટે જ્ઞાનીથી જ્ઞાની ભકત લેવો.

જો કે એ ચારે પ્રકારના મનુષ્યો ઉત્તમ છે તો પણ જ્ઞાની તો મ્હારો આત્માજ છે એમ હું માનુંછું; કેમકે તે આત્મામાં એકતા પામેલો કાઇ, મ્હનેજ સર્વોત્તમ ગતિ રૂપ માનીને, મ્હારામાંજ રહેલોછે. ૧૮

**बहुनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥**

જ્ઞાની પુરૂષ " આ સર્વ વાસુદેવ રૂપ છે " એમ જાણીને ઘણા જન્મોને અંતે મ્હને પામે છે. પણ એવો મહાત્મા બહુ દુર્લભ છે. ૧૯

**कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ।**
**तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ २० ॥**

વિવિધ ઇચ્છાઓથી જેઓનું જ્ઞાન નાશ પામ્યું છે એવા મનુષ્યો, પોતપોતાની પ્રકૃતિ અનુસાર જુદા જુદા નિયમો પાળીને બીજા દેવોને કારણેજાયછે.૨૦

**यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।**
**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ २१ ॥**

એ પ્રમાણે જે જે ભકત, જે જે દેવની મૂર્તિની પૂજા કરવા ઇચ્છેછે તે તે દેવમાં તેની તેની શ્રદ્ધા હું દૃઢ કરૂં છું ૨૧

**स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।**
**लभते च ततः कामान्मयैव विहितान्हितान् ॥ २२ ॥**

એવી શ્રદ્ધાથી યુકત થયેલો તે મનુષ્ય તે દેવની આરાધના કરેછે, અને તેની પાસેથી મેં નિર્માણ કરેલા લાભોને પામેછે.

**अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।**
**देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि॥ २३॥**

એવા અલ્પ બુદ્ધિવાળાને જે લાભ મળેછે તે નાશવાન હોયછે. કારણકે દેવોને પૂજનારા દેવોનેજ પામેછે, પણ મ્હારા ભકતો તો મ્હનેજ પામેછે. ૨૩

**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ।**
**परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥**

બુદ્ધિહીન લોકો મ્હારા અવિનાશી અને સર્વોત્તમ ભાવને જાણતા ન હોવાથી, હું જે અવ્યકત ( અલૌકિક ) છું તેને લૌકિક માનેછે. ૨૪

**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।**
**मूढोऽयं नामिजानाति लोको मामजमव्ययम् । २५।**

યોગ માયાથી ઢંકાયેલો હું સર્વને દેખાતો નથી. તેથી મોહ પામેલા આ કોકો જન્મરહિત અને વિકાર રહિત એવા મ્હને જાણતા નથી. ૨૫

**वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।**
**भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ २६ ॥**

હે અર્જુન ! હું ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળના સર્વ પ્રાણીઓને જાણુંછું; પણ કોઈ મ્હને જાણતું નથી. ૨૬

**इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ॥**
**सर्वभूतानि संमोहं सर्गे यांति परंतप ॥ २७ ॥**

હે ભારત ! હે પરંતપ ! ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતાં સુખ અને દુઃખનાં જોડકાંના મોહથી, આ જગતમાં સર્વ પ્રાણીઓ ભ્રમિત થાયછે. ૨૭

**येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।**
**ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥ २८ ॥**

પણ જે પુણ્યશાળી માણસોના પાપનો અંત આવ્યો હોય છે, તેઓજ એ સુખ દુઃખરૂપી જોડકાંના મોહથી મુક્ત થઇને દૃઢ નિયમ પૂર્વક મ્હને ભજેછે. ૨૮

जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।
ते ब्रह्म तद्विदुःकृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ २९

અને એવાજ પુરૂષો કે જેઓ વૃદ્ધાવસ્થા તથા મરણથી છુટવા માટે મ્હારો આશ્રય લઇને મ્હને ભજવા પ્રયત્ન કરેછે, તેઓ બ્રહ્મને, સમગ્ર અધ્યાત્મને અને સંપૂર્ણ કર્મને જાણેછે. ૨૯

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥

જેઓ મ્હને અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ સહિત જાણેછે તેઓ યુકત ચિત્તવાળા થઇને અંતકાળે પણ મ્હને જાણેછે. ૩૦

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे संन्यासयोगो नाम सप्तमोऽध्यायः ॥७॥

આવી રીતે પ્રભુએ ગાયેલા ઉપનિષદોમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત કર્મયોગ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુનના સંવાદમાં જ્ઞાનવિજ્ઞાનયોગ નામનો સપ્તમ અધ્યાય સમ્પૂર્ણ થયો.

  

---

૧—જે લોકો જીવનેજ આખું બ્રહ્મ માનેછે, તે લોકોને આ શ્લોક મનન કરવા જેવોછે,

# અધ્યાય ૮ મો. અક્ષર બ્રહ્મયોગ.

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:—

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥

હે પુરૂષોત્તમ ! તે બ્રહ્મ શું ? એ અધ્યાત્મ શું ? કર્મ શું ? વળી અધિભૂત કહ્યું તે શું ? અને અધિદૈવ શેને કહેછે ? ૧

अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥२॥

હે મધુસૂદન ! આ દેહમાં અધિયજ્ઞ કોણ છે અને કેવી રીતે છે ? તથા ચિત્તને નિયમમાં રાખનાર માણસ મૃત્યુ સમયે તમને કેવી રીતે જાણી શકે ? ૨

[1]अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

---

૧—પ્રભુનું ધામ રૂપ અક્ષર, બ્રહ્મછે. પ્રભુનું ધામછે માટે તે **પરમ** કહેવાયછે. કોઈ કાલે પણ નાશને આદિ લઈ ને વિકારો તેમાં થતા નથી માટે તેને **અક્ષર** કહેછે. પ્રત્યેક પદાર્થમાં રહેલો પોતાનો

**अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।**
**अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥**

બદલાતા પદાર્થો અધિભૂત છે. જીવ અધિદૈવ કહેવાય છે. હે દેહધારિયોમાં શ્રેષ્ઠ આ દેહમાં સ્થિત હું જ અધિયજ્ઞ છું. ૩-૪

**अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।**
**यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥५॥**

અંતકાળે પણ જે મનુષ્ય મ્હારૂંજ સ્મરણ કરતો દેહ છોડીને જાયછે તે મ્હારા સ્વરૂપને પામેછે, એમાં સંશય નથી. ૫

---

સ્વભાવ અધ્યાત્મ કહેવાયછે. અને પ્રાણી માત્રની ઉત્પત્તિ અને વૃદ્ધિને કરનાર કર્મ કહેવાયછે. વેદના કહ્યા પ્રમાણે અનેક પ્રકારના યજ્ઞો દ્વારા અગ્નિમાં કરેલો હોમ સૂર્યને પહોંચેછે, અને પછી ચોમાસા પ્રભૃતિમાં સૂર્યની કિરણો દ્વારા તેજ પદાર્થની આહુતિ થાય છે. એટલે સૂર્યજ મેઘો દ્વારા વર્ષા કરે છે. પાંચમી આહુતિ ( વર્ષા ) માં તે પદાર્થ ગર્ભરૂપ થઈને પ્રાણીરૂપે જન્મ પામેછે. પ્રાણીની ઉત્પત્તિ અને અન્નાદિ દ્વારા વૃદ્ધિ જેના થકી થાય છે તે કર્મ કહેવાય છે, ૩

જેનો હમેશાં ફેરફાર થયા કરેછે તે દેહાદિ જડ પદાર્થ અધિભુત કહેવાયછે. દેહમાં વર્તમાન આત્મારૂપ જીવ અધિદૈવછે. અને જેમ દેહમાં આત્માછે તેમ આત્માના અંદર પરમાત્માછે તે અધિયજ્ઞછે, તે પ્રભુ પોતે અન્તર્યામી થઈને વિરાજે છે. કર્મ માત્રના ફલને આપનાર છે માટે અધિયજ્ઞ કહેવાય છે.

**यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।**
**तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥ ६ ॥**

હે કુંતીપુત્ર! જેનું જેનું સ્મરણ કરતો તે દેહ છોડીને જાયછે, તે હમેશાં (જીવતાં પણ) તેવીજ ભાવનાવાળો હોવાથી તેનેજ પામેછે. ૬

**तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।**
**मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७ ॥**

તેટલા માટે તું હમેશા મ્હારૂં સ્મરણ કર અને યુદ્ધ કર. મ્હારામાં મન અને બુદ્ધિ અર્પણ કરવાથી ખાચત તું મ્હનેજ પામીશ. ૭

ક્રમ મુકિતનું નિરૂપણ કરેછે.

**अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।**
**परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥ ८ ॥**

એવી રીતે હે પાર્થ! જે યોગાભ્યાસમાં જોડાઈ રહેછે, જેનું ચિત્ત બીજે કયાંઈ જતું નથી અને જે નિરંતર મ્હારૂં ધ્યાન કરેછે તે મનુષ્ય પરમ દિવ્ય પુરૂષને પામેછે. ૮

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः । सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव । भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥ १० ॥

સર્વજ્ઞ, અનાદિ, સર્વને નિયમમાં રાખનાર, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, સર્વના આધાર, વિચારમાં ન આવે એવા, સૂર્યના જેવા પ્રકાશવાળા અને ( અજ્ઞાનરૂપ ) અંધકારથી પર એવા પુરૂષનું જે મનુષ્ય સ્મરણ કરેછે; અને જે મરણ સમયે અચળ મનથી ભક્તિયુક્ત થઇને યોગના બળથી પ્રાણને યથાર્થ રીતે એ ભ્રમરનાં મધ્યભાગમાં ખેંચેછે, તે મનુષ્ય પરમ દિવ્ય પુરૂષને પામેછે. ૯-૧૦

અક્ષર સાયુજ્યનું નિરૂપણ

यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो वीतरागाः । यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥

વેદને જાણનારાઓ જેને **અક્ષર** (અવિનાશી) કહે છે, રાગ રહિત અને ચિત્તનો સંયમ કરનારા મનુષ્યો જેને પામેછે, અને જેને ઇચ્છનારા મનુષ્યો બ્રહ્મચર્ય પાળેછે, તે પદ વિષે હું ત્હને ટુંકામાં કહીશ. ૧૧

**सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।**
**मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम्१२**
**ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।**
**यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥१३॥**

સર્વ દ્વારોને ( ઇંદ્રિયોને ) બંધ કરીને, મનને હૃદયમાં રોકીને, તથા પ્રાણને પોતાના મસ્તકમાં ધારણ કરીને યોગની ધારણામાં સ્થિર થયેલો, જે મનુષ્ય "ॐ" એવો બ્રહ્મરૂપ, એકાક્ષર મંત્ર જપતો મ્હારૂં સ્મરણ કરતો દેહને છોડી જાયછે તે ઉત્તમ ગતિને પામેછે. ૧૨-૧૩

ખાસ પ્રભુની પ્રાપ્તિ બતાવે છે.

**अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।**
**तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥१४॥**

બીજા કશામાં આસક્તિ ન રાખનારો જે મનુષ્ય અખંડ મ્હારૂં સ્મરણ કરેછે એવા નિત્ય યુકત યોગીને હે પાર્થ ! હું સુલભ છું. ૧૪

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥१५॥

આવી પરમ સિદ્ધિને પામેલા મહાત્માઓ મ્હને પામ્યા પછી દુઃખથી ભરેલા અને અનિત્ય એવા પુનર્જન્મને પામતા નથી. ૧૫.

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥ १६ ॥

હે અર્જુન ! બ્રહ્માના લોકથી માંડીને સર્વ લોક ઉત્પત્તિ અને નાશને આધીનૂ છે. હે કુંતીપુત્ર ! જે મ્હને પામેછે તેનો પુનર્જન્મ થતો નથી. ૧૬.

सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः ॥१७॥

બ્રહ્માનો દિવસ એક હજાર યુગ સુધી પહોંચે છે એમ જેઓ જાણેછે, તથા તેની રાત્રિ પણ એક હજાર યુગ સુધી પહોંચેછે એમ જેઓ જાણે છે તે મનુષ્યોજ દિવસ તથા રાત્રિને જાણનારા છે. ૧૭.

---

૧—દેવતા ઓ મેરૂપર્વત ( ઉત્તરધ્રુવ ) ઉપર રહેછે, માટે તેઓના દિવસ અને રાત્રિ ઉત્તરાયણ ( ૬ મહીના ) અને દક્ષિણાયન ( ૬ મહીના ) માન થી ગણેલાછે. અર્થાત્ આપણું એક વર્ષ, તે

**अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।**
**रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥**

દિવસના આરંભમાં અવ્યકત ( બ્રહ્મ ) માંથી સર્વ વ્યકિતઓ ( ચરાચર પ્રાણીઓ ) નીકળે છે, અને રાત્રિ પડેછે ત્યારે તે સર્વ એજ અવ્યકતમાં મળી જાયછે. ૧૮.

**भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।**
**रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥**

---

* દેવોનો અહોરાત્ર ( એકરાત અને એક દિવસ ). આપણા ૩૬૦ વર્ષ, તે દેવોના ૩૬૦ દિવસ કહેવાય. આવી રીતે ચાર યુગ અને પાંચ સંધિકાલ, એમ સઉના વર્ષોની ગણના કરિયે તો દેવોના કાલમાન પ્રમાણે બાર હજાર વર્ષ થાયછે. અને આપણા કાલમાન પ્રમાણે ત્રેતાલીસ લાખ અને વીશ હજાર થાય છે. બાર હજાર વર્ષો મળીને દેવોનો એક યુગ થાય છે, તે આપણ મહાયુગ કહેવાય છે. દેવોના એકોત્તેર યુગનો એક મન્વંતર કહેવાયછે. આવા ચૌદ મન્વંતરોછે. યુગોની પેઠે મન્વંતરોના પણ સંધિકાલ હોય છે. આવા પંદર સંધિકાલ છે. મન્વંતર અને સંધિકાલોને મેળવિયે તો દેવોનાં એક હજાર યુગ થાય છે. તેવા હજાર યુગ તે બ્રહ્માજીનો એક દિવસ કહેવાય છે. અને તેવીજ એક રાત્રિ હોય છે. તેવા બ્રહ્માના દિવસ અને રાત્રિને જાણનારોજ ખરો રાતદિવસ જાણનારોછે, એમ ગીતાના આ શ્લોકનું તાત્પર્ય છે.

આ પ્રમાણે હે પાર્થ ! આ ભૂત પ્રાણીનો સમુદાય વારંવાર પ્રકટ થઈને રાત્રિ આવેછે ત્યારે ( બ્રહ્મમાં ) મળી જાયછે, અને પાછો દિવસ આવેછે ત્યારે પરાણે પ્રકટ થાયછે. ૧૯.

**परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।**
**यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०॥**

વળી આ બ્રહ્મા આદિ જીવરૂપ અવ્યકતથી ઉત્તમ એવું બીજું અનાદિ સત્તારૂપ અવ્યકત ( અક્ષરબ્રહ્મ ) છે, કે જેનો સર્વ પ્રાણીઓનો નાશ થાય ત્યારે પણ નાશ થતો નથી. ૨૦

**अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।**
**यं प्राप्य न निवर्तंते तद्धाम परमं मम ॥ २१ ॥**

એજ અવ્યકત " અક્ષર " એટલે નાશ નહીં થાય તેવું તે પરમ ગતિ કહેવાય છે. તેને પામીને કોઈ પાછું જન્મમરણના ફેરામાં આવતું નથી, તેજ મ્હારૂં પરમ ધામ (ઘર) છે. ૨૧.

**पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।**
**यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम्॥ २२ ॥**

હે પાર્થ ! પણ તે પરમ પુરૂષને માત્ર અનન્ય ભક્તિથીજ પામી શકાય છે; તેમાં આ સર્વ પ્રાણી રહેલાં છે અને તે સર્વ જંગતમાં વ્યાપી રહેલો છે. ૨૨.

**यत्र काले त्वनावृत्तिमावृत्ति चैव योगिनः ।**
**प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥**

જે કાળે મૃત્યુ પામેલા યોગીઓ ( સત્કર્મ કરનારા ) પાછા જન્મતા નથી, અને જે કાળે મૃત્યુ પામીને તેઓ પાછા જન્મે છે તે કાળ વિષે, હે ભરતર્ષભ ! હું ત્હને કહું છું. ૨૩

**अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।**[3]
**तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥२४॥**
**धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।**
**तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ २५ ॥**

---

૧—આ વાત, ભા. દશમ સ્કંધની મૃત્તિકાભક્ષણ લીલામાં સ્પષ્ટ કરેલી છે. ૨—આ વાત પણ બાલલીલા થી સ્પષ્ટ થાય છે. જુઓ ( ભા. ૧૦-૧૧ )

૩—વેદોક્ત કર્મ કરનારાઓ આ ઉત્તરાયણ ( દેવયાન ) અને દક્ષિણાયન ( પિતૃયાન ) બે માર્ગોથી જાય છે. તેમાં જે લોકો શ્રદ્ધા ( ભક્તિ ) અને તપ ( જ્ઞાન ) માર્ગમાં રહીને પ્રભુની આરાધના કરે છે તે પુરૂષો અગ્નિ, પ્રકાશ, દિવસ, શુક્લપક્ષ અને ઉત્તરાયણના

અગ્નિ, પ્રકાશ, દિવસ શુકલપક્ષ અને ઉત્તરાયણના ૭ માસ, એ સમયમાં મૃત્યુ પામનારા પ્રભુને જાણનારા યોગીઓ બ્રહ્મને પામેછે. ૨૪.

ધુમાડો, રાત્રિ, કૃષ્ણપક્ષ, અને દક્ષિણાયનના ૭ માસ, એ સમયમાં મૃત્યુ પામનાર યોગી ચંદ્રલોકને પામીને પાછો આવેછે. ૨૫

---

છમહીનાઓમાં ક્રમશઃ થઈને સંવત્સરાભિમાની દેવતામાં જઈ મલેછે. ત્યાં થી સૂર્યમાં, સુર્યથી ચન્દ્રમાં, અને ચન્દ્રથી વિજળીમાં અને વિજળીમાં થી અલૌકિક પુરૂષ તે જીવને બ્રહ્મમાં પહોચાડી દેછે. બ્રહ્મમાંથી તે પાછો આવતો નથી, એનુ નામ ક્રમ મુક્તિ છે. જે જીવના ઉપર પ્રભુનો અતિ અનુગ્રહ હોય તેની સદ્યો મુકિત પણ થાયછે.

અને જે લોકો સ્વાર્થ રાખીને એટલે કોઇ જાતની કામના રાખીને સત્કર્મ કરેછે તે ધુમાડો, રાત્રિ, કૃષ્ણપક્ષ, ૭ માસના દક્ષિણાયનમાં ક્રમથી થઇને સંવત્સરમાં, તેથી પિતૃલોકમાં, તેથી આકાશમાં, તેથી ચન્દ્રલોકમાં પ્રાપ્ત થાય છે. ત્યાં જ્યાં સુધી પુણ્ય રહે છે ત્યાં સુધી તેઓ નિવાસ કરે છે. કિન્તુ જ્યારે પુણ્ય ક્ષય થાય ત્યારે, તે સોમ દેવોનું અન્નછે, માટે દેવતાઓ તેને ભક્ષણ કરે છે તેથી તે આકાશમાં પાછો આવે છે. આકાશ થી વાયુમાં. વાયુ થી ધુમાડામાં, ધુમાડા થી વાદળાઓમાં, વાદળાંઓ થી વરસાદના વાદળોમાં અને તેમાં થી જલ થઇને વરસે છે. વર્ષા થી અન્નમાં આવે. અન્ન થી પુરૂષમાં આવે અને પુરૂષ થી સ્ત્રીમાં આવી પાછો જન્મ લે છે.

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययावर्तते पुनः ॥ २६ ॥

ઉપર પ્રમાણે શુકલ અને કૃષ્ણ એવી જગતની બે અનાદિ ગતિ મનાયલી છે; જેમાંની એક ગતિથી પુનર્જન્મ થતો નથી, અને બીજીથી થાયછે. ૨૬.

नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥

પરંતુ હે પાર્થ! એ પ્રકારની ગતિને જાણનારો યોગી કાંઈ મોહ પામતો નથી. માટે હે અર્જુન ! તું સર્વ કાળ યોગપરાયણ થા. ૨૭.

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषुयत्पुण्यफलं प्रदिष्टम् । अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥ २८ ॥

વેદોમાં યજ્ઞોમાં, તપમાં તથા દાનમાં જે પુણ્યરૂપી ફળ કહ્યું છે તે સર્વ ફળને આ બે ગતિઓને જાણવાથી યોગી ઓળંગી જાયછે, અને તે પરમ ધામને પામે છે. ૨૮.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे अक्षरब्रह्मयोगोनामाऽ-
ष्टमोऽध्यायः ॥ ८ ॥

આવી રીતે પ્રભુએ ગાયેલા ઉપનિષદોમાં બ્રહ્મવિદ્યાન્તર્ગત
કર્મયોગ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુનના સંવાદમાં અક્ષર
બ્રહ્મયોગ નામનો અષ્ટમ અધ્યાય સમ્પૂર્ણ થયો.

  

# અધ્યાય ૯ મો. રાજવિદ્યા રાજગુહ્યયોગ.

**श्रीभगवनुवाच । શ્રીભગવાન બોલ્યા:—**

**इदं तु ते गुह्यतमं[१] प्रवक्ष्याम्यनसूयवे ।**
**ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् १**
**राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।**
**प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥**

---

૧—ભગવદ્ગીતામાં ગુહ્યતમ ( અંકદમ છુપેલું ) શબ્દ ફકત બે ત્રણ ઠેકાણેજ આવ્યો છે. અને તે પણ ભકિતમાર્ગના પ્રકરણમાંજ આવ્યો છે. બીજા શ્લોકમાં રાજવિદ્યા ( વિદ્યાઓમાં શ્રેષ્ઠવિદ્યા ) રાજગુહ્ય ( છુપેલીમાં છુપેલી વાત ) પ્રત્યક્ષાવગમ ( જેનું પ્રત્યક્ષ જ્ઞાન થઈ શકે ) ઈત્યાદિ શબ્દો ભકિતના માટેજ કહેલા છે, ઉપનિષદોમાં વિદ્યાઓને ગુપ્ત રાખવાને ઉપદેશ છે. વિદ્યા શબ્દ ઉપનિષદોમાં ઘણું કરીને ભકિતમાર્ગમાંજ વાપર્યો છે. ગીતાના ૧૨ મા અધ્યાયના ૫ માં શ્લોકમાં જ્ઞાનમાર્ગને બુદ્ધિ ગમ્ય અવ્યકત અને દુઃખકારક કહ્યો છે જો અહિયાં પણ વિદ્યા શબ્દથી જ્ઞાનજ લેવાય તો પછી પ્રત્યક્ષાવગમ ( આંખથી જોઈ શકાય ) સુસુખ આદિવિશેષણો વ્યર્થ પડી જાય છે. માટે જેનો પ્રત્યક્ષ અનુભવ લઈ શકાય અને જે કરવામાં સુખ આપનાર, તેવા ભકિતમાર્ગનુંજ અહિયાં વર્ણન છે. અને એનેજ રાજ-વિદ્યા શબ્દ થી વધાવ્યો છે.

તું જે ઈર્ષ્યા વિનાનો છે તેને આ અત્યંત ગુહ્ય વિજ્ઞાન સહિત, જ્ઞાન ( ભક્તિમાર્ગની સમઝણ ) ખચિત કહીશ; જે જાણવાથી તું અશુભથી મુક્ત થઇશ. ૧

આ જ્ઞાન સર્વ વિદ્યામાં શ્રેષ્ઠ છે, રહસ્યોમાં મુખ્ય રહસ્ય છે, ઉત્તમ રીતે પવિત્ર કરનાર છે, પ્રત્યક્ષ જણાય તેવું છે, ધર્મ પ્રમાણે છે, કરવામાં ઘણું સુખકારક છે અને નિત્ય છે. ૨

**अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।**
**अप्राप्य मां निवर्तंते मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥**

હે પરંતપ ! આ ધર્મ ઉપર શ્રદ્ધા નહીં રાખનારા મનુષ્યો મ્હને નહીં પામીને આ મૃત્યુલોકના માર્ગમાં પાછાં આવે છે. ૩

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।**
**मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥४॥**

મ્હારા અદૃશ્ય સ્વરૂપ ( અક્ષર બ્રહ્મ ) થી આ સર્વ જગત્ વ્યાપી રહ્યું છે. સર્વ પ્રાણીઓનું મૂળ મ્હારામાં છે, પણ હું તેઓમાં સ્થિત થયેલો નથી. ( વ્યાપક છું માટે ) ૪

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।**
**भूतभृन्नच भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥**

---

૧—પરબ્રહ્મ વિરૂદ્ધ ધર્મવાલો હોય છે તે લક્ષણ પ્રભુએ પોતાના સ્વરૂપમાં બતાવ્યું છે,

વળી સર્વ પ્રાણીઓનું મૂળ મ્હારામાં નથી; મ્હારો અદ્દભુત યોગ જો. સર્વ પ્રાણીઓનું પોષણ કરનાર તથા તેઓનું કારણ છતાં મ્હારો આત્મા સર્વ પ્રાણીઓમાં રહેલો નથી. ૫

**यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।**
**तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥६॥**

જેમ મહાન અને સર્વત્ર ગતિ કરનારો વાયુ આકાશમાં નિત્ય રહેલો છે તેમ સર્વ પ્રાણીઓ મ્હારામાં રહેલાં છે, એમ તું જાણ. ૬

**सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।**
**कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥७॥**

હે કુંતીપુત્ર ! સર્વ પ્રાણીઓ કલ્પને અંતે મ્હારી પ્રકૃતિને પામેછે, અને કલ્પના આરંભમાં ફરીથી હું તેઓને બહાર મોકલુંછું. ૭

**प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।**
**भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥**

મ્હારી પ્રકૃતિમાં આશ્રય કરીને રહેલા, પરતંત્ર એવા આ સર્વ પ્રાણીઓના સમુદાયને પ્રકૃતિના બળથી હું વારંવાર બહાર કાઢુંછું. ૮

**न च मां तानि कर्माणि निबध्नंति धनंजय ।**
**उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥**

હે ધનંજય ! મ્હને આ કર્મો બંધન કરતાં નથી, કારણ કે ઉદાસીનની માફક રહેવાથી મ્હને ફળની વાસના નથી અને તે કર્મોમાં મ્હને આસક્તિ નથી. ૯

**मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।**
**हेतुनानेन कौंतेय जगद्विपरिवर्तते ॥ १० ॥**

મ્હારા ઉપરીપણા નીચે પ્રકૃતિ સ્થાવર અને જંગમ જગતને ઉપજાવેછે અને આ કારણુથીજ હે કુંતીપુત્ર ! જગત ફરતું રહેછે. ૧૦

**अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**
**परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥ ११ ॥**

મ્હારા ઉત્તમ ( બ્રહ્મ ) ભાવથી તથા હું સર્વ પ્રાણીઓનો ઈશ્વર છું તે વાતથી મૂર્ખ લોકો અજ્ઞાન હોવાથી, મનુષ્ય શરીરમાં રહેલો જે હું તેનો તિરસ્કાર કરેછે. ૧૧

**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।**
**राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः १२**

---

૧—અન્તર્યામી પ્રભુનું સ્વરૂપ આવું છે.

વ્યર્થ આશાવાળા, વ્યર્થ કર્મવાળા, વ્યર્થ જ્ઞાનવાળા, એ મુઢ લોકો રાક્ષસ તથા અસુર જેવી અને મોહ કરનારી પ્રકૃતિનોજ આશ્રય કરેછે. ૧૨

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥१३॥**

હેપાર્થ ! મહાત્માઓ મ્હારી દૈવી પ્રકૃતિનો આશ્રય કરીને તથા મ્હને પ્રાણીઓના નિત્ય કારણ રૂપ જાણીને દૃઢ મનથી ભજેછે. ૧૩

**सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।**[1]
**नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते १४**

તેઓ નિરંતર મ્હારૂં કીર્તન કરેછે, પ્રયત્ન કરે છે, દૃઢતાથી વ્રત પાળેછે, મ્હને ભક્તિપૂર્વક નમસ્કાર કરેછે અને નિત્ય ( નિરંતર મ્હારામાં મન પરોવીને ) મ્હારી સેવા કરેછે. ૧૪

---

૧—એકાદશી જન્માષ્ટમી રામનવમી વામનદ્વાદશી નૃસિંહ જયન્તી પ્રભૃતિ વ્રતોને કરનારા.

ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥

બીજાઓ જ્ઞાન યજ્ઞથી યજ્ઞ કરીને મ્હને એકરૂપે, અનેકરૂપે અને સર્વવ્યાપી રૂપે ભજેછે. ૧૫

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥

હોમ હું છું, યજ્ઞ હું છું પિતૃને ધરેલું અન્ન હું છું, ઔષધ હું છું, મંત્ર હું છું, ઘી હું છું, અગ્નિ હું છું, હોમરૂપ ક્રિયા હું છું. ૧૬

पिताऽहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७ ॥

આ જગતનો પિતા, માતા, પોષણ કરનાર, પિતામહ, પવિત્ર જાણવા યોગ્ય, ૐકાર, ઋગવેદ, સામવેદ અને યજુર્વેદ પણ હું છું. ૧૭

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् १८

૨—દ્વૈતાદ્વૈત વિશિષ્ટા દ્વૈત આદિ સંપ્રદાયો યદ્યપિ ગીતાના પછી થયા છે તો પણ તેવો ભાવ પ્રાચીન છે એમ જણાય છે.

માર્ગ-સાધન રૂપ, પતિ, ઇશ્વર, સાક્ષી, રહેવાનું સ્થાન, શરણ, મિત્ર, ઉત્પત્તિ, વિનાશ, મૂળ સ્થાન, ખજાનો તથા અવિનાશી બીજ હું છું. ૧૮

**तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।**
**अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥**

હું ( સૂર્યરૂપે ) તપું છું. વર્ષાદને રોકનાર હું છું અને વર્ષાદને આપું છું. હે અર્જુન ! અમૃત અને મૃત્યુ તથા સત અને અસત પણ હું છું. ૧૯

**त्रैविद्या मां सोमपाः पूतपापाः यज्ञै रिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते । ते पुण्यमासाद्य सुरेंद्रलोकमश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥ २० ॥**

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति । एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं[1] कामकामा लभंते ॥ २१ ॥**

---

૧—જે લોકો સાંસારિક ક્ષુદ્ર વાસનાઓને લીધે કામ્ય કર્મ કરે છે તેઓને જન્મમરણના ચક્રના શિવાય કશુ ફલ મલતું નથી. જો કે થોડા વખત તેઓને તેઓના સાત્વિકાદિ સ્વભાવથી કરેલાં અનેક પ્રકારના કર્મોવડે સ્વર્ગ આદિ લોકોના ક્ષુદ્ર સુખ મલે છે તો પણ તે

ત્રિગુણાત્મક વેદ વિદ્યામાં નિપુણ, સોમરસનું પાન કર-
નાર,, પાપથી મુકત અને યજ્ઞોથી મ્હારૂં પૂજન કરનારા,
સ્વર્ગની ગતિને પામવા પ્રાર્થના કરે છે. તેઓ પુણ્યવાળા
ઇંદ્રલોકને પામીને દેવોના દિવ્ય ભોગોને ભોગવેછે. ૨૦

તે વિશાળ સ્વર્ગ લોકને ભોગવીને તેઓના પુણ્યનો નાશ
થતાં કામનાવાળા હોવાથી તેઓ જન્મ મરણને પામ્યા
કરેછે. ૨૧

**अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् २२**

જેઓ બીજા કોઇનું ચિંતન ન કરતાં મ્હને એકલાંને ભજે
છે, તે મનુષ્યો હમેશાં યુકત હોવાથી તેઓને હું યોગ ( અપ્રા-
મની પ્રાપ્તિ ) અને ક્ષેમ ( પ્રાપ્તનું પાલન ) આપુંછું. ૨૨

**येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ।**
**तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥ २३ ॥**

---

લોકો જન્મમરણના જાળ થી છુટા પડી શકતા નથી એમ આ બન્ને
શ્લોકોનું તાત્પર્ય છે. વેદમાં આવા કામ્ય કર્મ કરનારાઓ માટે
' જાયસ્વ મ્રિયસ્વ ' ' જન્મો અને મરો ' આવો ત્રીજો માર્ગ કહ્યો છે.

બીજા દેવોના ભકતો જેઓ શ્રદ્ધાથી ભકિત કરેછે તેઓ પણ હે કુંતીપુત્ર ! મ્હારીજ પૂજા કરેછે, પણ વિધિ પ્રમાણે નહીં. ૨૩

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥ २४ ॥

હું ખરેખર સર્વ યજ્ઞોનો ભોગવનાર અને વળી પ્રભુ છું, તોપણ મનુષ્યો મ્હને યથાર્થ રીતે જાણતા નથી, તેથી તેઓ ફરીથી જન્મ લેછે. ૨૪

यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः ।
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम् ॥ २५ ॥

દેવોની ભકિત કરનારા દેવોને પામેછે, પિતૃઓની પૂજા કરનારા પિતૃઓને પામેછે, ભૂતોને બળીદાન આપનારા ભૂતોને પામેછે અને મ્હારૂં પૂજન કરનારા મ્હને પામેછે. ૨૫

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥

જે મનુષ્ય મ્હને ભક્તિપૂર્વક પાંદડું, ફુલ, ફળ કે પાણી આપેછે તે, યત્ન કરતા મનવાળાએ ભક્તિથી આપેલાં હોવાથી હું સ્વીકારૂંછું. ૨૬

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥**
**शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।**
**संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि २८**

---

૧--શ્રીમદ્ભાગવતમાં (૧૧ ૨૬.) જીવોને મોક્ષ થવા માટે ત્રણ માર્ગોનું પ્રભુએ નિરૂપણ કર્યું છે. કર્મ, જ્ઞાન, અને ભક્તિ. કર્મ એટલે શાસ્ત્રની મર્યાદામાં રહીને કરેલી ક્રિયા, જ્ઞાન એટલે પ્રભુના સહુ જાતના સ્વરૂપની સમજણ, અને ભક્તિ એટલે પ્રભુનો સ્નેહ, આ ત્રણે મોક્ષના સાધનછે. સાધનનુંજ નામ યોગ અથવા ઉપાય છે. કર્મ, જ્ઞાનની સાથે મળીને મોક્ષ આપેછે, પ્રભુના સ્વરૂપને સમજવાના (એટલે જ્ઞાન થવાના) નવ સાધનોછે ત્રણ પ્રકારની તપસ્યા, આઠ પ્રકારનું બ્રહ્મચર્ય, મનને રોકવું, ઇન્દ્રિયોને રોકવી, ફલની આશા ન રાખવી, શરીર મન વાણીથી સત્ય આચરણ કરવું, બે જાતની પવિત્રતા રાખવી, યમ, અને નિયમોનું પાલન કરવું, જોકે આ નવ જ્ઞાનનાં સાધનો છે તો પણ કાર્ય કારણનું ઐકય કરીને કોઇક એને જ્ઞાનમાર્ગ કહેછે. જ્ઞાનની પેઠે ભક્તિ (સ્નેહ) ના પણ નવ સાધન છે,–બધાં શાસ્ત્ર પ્રભુનુંજ વર્ણન કરે છે એમ સમજીને પ્રભુના શાસ્ત્રોનું શ્રવણ કરવું, પ્રભુના ગુણોનું ગાન કરવું, પ્રભુનું ચિન્તન કરવું,

હે કુંતીપુત્ર ! તું જે કરે, તું જે ખાય, તું જે હોમે, તું જે આપે, અને તું જે તપ કરે તે સર્વ મ્હને અર્પણ કરજે. ૨૭

આ પ્રમાણે કરવાથી તું શુભ અને અશુભ ફળ આપનારાં કર્મનાં બંધનથી મુકત થઈશ, અને આવી રીતે કર્મ ફળનો પ્રભુમાં ત્યાગ કરવા થી તું શરીરથી છુટીશ ત્યારે મ્હને પામીશ. ૨૮

---

પ્રભુને સુખ થાય તેવી રીતે પ્રભુની સેવા કરવી, શાસ્ત્રોકત પદ્ધતિ થી પૂજા કરવી, પ્રભુમાં અને ભગવદીયોમાં દીનતા રાખવી, પ્રભુમાં પરમ વિશ્વાસ રાખવો, પરમ મિત્ર જેમ પોતાના મિત્રના હિતમાં ચિત્ત રાખેછે તેમ પ્રભુના હિતમાં મન રાખીને તેમ નિવેદન કરીનેજ બધા વ્યવહારો ચલાવવા, આત્મા અને આત્મીય પદાર્થોનું પ્રભુને અર્પણ કરવું, જોકે આં નવે ભકિતના સાધન છે તો પણ કાર્ય કારણનું ઐકય કરીને એને પણ ભકિતમાર્ગ કહેવામાં આવે છે. આવી રીતે જ્યારે મર્યાદિત ક્રિયા, જ્ઞાન અને ભકિતમાં પણ કરવામાં આવે છે. ત્યારે બન્ને માર્ગમાં કર્મનો સન્યાસ થઈ શકતો નથી એ નિશ્ચય છે. જે લોકો જ્ઞાન માર્ગ અથવા ભકિત માર્ગમાં સંન્યાસને ( કર્મ ત્યાગને ) ઘુસાડવા માગે છે તે લોકોને બન્ને માર્ગોની બિલકુલ ખબર નથી એમ સ્પષ્ટ થાય છે. માટે ૨૮ માં શ્લોકમાં ' **संन्यासयोगयुक्तात्मा** ' શબ્દનો અર્થ સંન્યાસ નહી કરવો કિન્તુ પ્રભુમાં બધાં કર્મોને અર્પણ કરે, એમ સમજવો.

મર્યાદિત કર્મ, ( ક્રિયા ) જ્યારે જ્ઞાન પ્રધાન થાય છે ત્યારે મોક્ષનું સાધન થાય છે. અને જ્યારે તે ભકિત પ્રધાન થાય છે ત્યારે તેને

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ २९**

હું સર્વ પ્રાણીઓ તરફ સમાન છું, મ્હારે કોઇ અપ્રિય કે પ્રિય નથી, તોપણ જેઓ ભકિતથી ખરેખર મ્હને ભજેછે તેઓ મ્હારામાં છે અને હું તેમનામાં છું. ૨૯

---

ભગવદ્ધર્મ કહી શકાય છે, કિન્તુ જ્યારે તેવી ( મર્યાદિત ) ક્રિયા કેવલ દેહ સુખના માટે અથવા સ્વર્ગાદિલોક સુખના માટેજ કરવામાં આવે છે ત્યારે તે કામ્ય કર્મ કહેવાય છે. અને એવા કર્મોનું ફલ મોક્ષ થતો નથી કિન્તુ તૃતીય માર્ગ ( જન્મ મરણ ) થાય છે.

આવો ૨૮માં શ્લોકનો અર્થ ન કરિયે તો '**नृणां श्रेयो विधित्सया**' આ પ્રભુના વચનની સંગતિ બેસતી નથી, કારણકે ઉપનિષદોમાં '**श्रेयस**' શબ્દનો **अर्थ** મોક્ષ માનેલો છે. માટે કર્મ પણ જ્ઞાન અને ભકિત દ્વારા મોક્ષને આપે છે. માટેજ આચાર્ય શ્રીએ '**कर्माण्येकं-तस्य देवस्य सेवा**' કહ્યું છે.

૨૮-૨૯ બન્ને શ્લોકોમાં પ્રભુ કહે છે કે હે અર્જુન તું જે લૌકિક અથવા વૈદિક કર્મો કરે છે તે એવી રીતે કર જેમ કરવાથી તે બધા મને પ્રાપ્ત થાય. આનુંજ નામ અર્પણ છે. જો તું આવી રીતિથી કર્મો કરીશ તો શુભ અથવા અશુભ કર્મના ફલોથી બંધાઇશ નહિં, અને આવી રીતે કર્મોનો સંન્યાસ કરતા છતાં, કર્મ યોગ કરતો તું મ્હારી પ્રાપ્તિ કરીશ. કર્મોનું બન્ધન કરવા પણું જ્યારે જતું રહે છે ત્યારે તે અકર્મ કહેવાય છે, અર્થાત્ કર્મ કહેવાતા નથી કિન્તુ ભકિત ( ભગવદ્ધર્મ ) કહેવાય છે, આ વાત અમે '**कर्मण्यकर्म**' આ

**अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।**
**साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ।३०।**

કોઈ અત્યંત દુરાચારી પુરૂષ પણ પછી મ્હને એકનિષ્ઠાથી ભજે તો તેને પવિત્ર માનવો, કારણકે તેણે યોગ્ય નિશ્ચય કર્યોછે. ૩૦

---

શ્લોકની ટીપ માં કહી આવ્યા છીએ. ' **तत्कुरुष्व मदर्पणम्** ' ' જે કંઈ નું કરે તે મ્હને અર્પણ કર ' અહિંયા ' **करोषि** ' ' કરેછે ' આદિ ક્રિયા વર્તમાન કાલની છે તેથી એમ જણાયછે કે કર્મ કરતી વખતેજ અર્પણ કરવું તેજ પ્રભુનો અભિપ્રાય છે લૌકિક, કે અલૌકિક, બન્ને જાતના કર્મોનો આપણે બીજા ફલોંમાં ઉપયોગ કરિયે તો તે કર્મ પ્રભુને અર્પણ કર્યું ન કહેવાય. પણ જો પ્રભુનેજ તેનું ફલ માનીને કર્મ કરિયે, અર્થાત પ્રભુના માટેજ કર્મ કરીયે તો તે કર્મ પ્રભુમાં અર્પણ કરેલાં કહેવાય. કર્મ કરીને પછી તેનું અર્પણ કરવું તે આ શ્લોકનું તાત્પર્ય નથી. કિન્તુ કરતી વખતેજ અર્પણ કરવું તે અહીં તાત્પર્ય છે. માટે કર્મોને એવી રીતે કરવાં જેથી તે પ્રભુમાં અર્પિત થાય, અર્થાત તેનું ફલ પ્રભુને સમર્પે. અથવા તો પ્રભુમાં રાખે, પોતાને અર્પણ ન કરે. સ્વાર્થની ખાતર અથવા સ્વસુખના માટે કરેલાં કર્મ પોતાનાં અર્પિત થાય છે. માટે અન્યફલની આકાંક્ષા ન રાખતાં બધાં કર્મોને પ્રભુના પાસે રાખવાં, ત્યારે તે કર્મો બન્ધન કરતાં નથી. અને જે બન્ધન કરતાં નથી તે કર્મ નથી કિન્તુ અકર્મ છે. અને તેજ ભગવત્કર્મછે આ વાત અમે પુર્વાધ્યાયમાં કહી આવ્યા છીયે.

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ३१

તે ત્વરાથી ધર્મમાં પ્રીતિવાળો થાયછે, અને હમેશની શાંતિને પામેછે. હે કુંતીપુત્ર! તું નિશ્ચયપૂર્વક જાણજે કે મ્હારા ભકતનો કદી નાશ થતો નથી. ૩૧

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम्
॥ ३२ ॥

વળી હે પાર્થ! જેઓ મ્હારો આશ્રય કરેછે તેઓ પાપી હોય, સ્ત્રી હોય, વૈશ્ય હોય, કે શુદ્ર હોય તોપણ તેઓ ઉત્તમ ગતિને પામેછે. ૩૨

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम्॥३३॥

તો પછી પવિત્ર બ્રાહ્મણો તથા ભકિતવાળા રાજર્ષિયો માટે તો શું કહેવું! માટે અનિત્ય અને સુખરહિત એવા આ લોકને પામીને તું મ્હને ભજ. ૩૩

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥

ત્હારૂં મન મ્હારી ઉપર દૃઢ કર, મ્હારો ભક્ત થા, મ્હારે અર્થેજ યજ્ઞ કર, અને મ્હનેજ નમસ્કાર કર. એવી રીતે મ્હારે પરાયણ થવાથી અને મ્હારી સાથે એકતા થવાથી તું મ્હનેજ પામીશ. ૩૪

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे राजविद्या राजगुह्यो योगो
नाम नवमोऽध्यायः ९

આવી રીતે પ્રભુના ગાયેલા ઉપનિષદોમાં પ્રભુતત્વ સંબંધી
કર્મયોગ સાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુન સંવાદમાં રાજવિદ્યા રાજ-
ગુહ્યયોગ નામનો નવમો અધ્યાય સમ્પૂર્ણ થયોછે.

  

## અધ્યાય ૧૦ મો. વિભૂતિયોગ.

—•• ••—

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:—

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥

હે મહાબાહો ! વળી ફરીથી મારૂં ઉત્તમ વચન સાંભળ. ત્હારા હિતની ઇચ્છાથી અને તું મ્હને પ્રિય છે તેથી હું ત્હને તે કહીશ. ૧

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥

દેવના ગણો કે મહાન્ ઋષિયો મ્હારી ઉત્પત્તિને જાણતા નથી, કારણ કે હું સર્વ દેવો તથા ઋષિયોનો આદિ છું. ૨

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥

જે મ્હને અજન્મા, અનાદિ અને જગતનો મહાન ઈશ્વર જાણેછે તે, મનુષ્યોમાં મોહ રહિત થઇને સર્વ પાપોથી મુક્ત થાયછે. ૩

**बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।**
**सुखं दुःखं भवो भावो भयं चाभयमेव च ॥४॥**
**अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।**
**भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥५॥**

બુદ્ધિ, જ્ઞાન, મોહ રહિત થવું તે, ક્ષમા, સત્ય, મનને જીતવું તે, શાંતિ, સુખ, દુઃખ, અસ્તિત્વ, નાશ, ભય અને અભય; તથા કોઇપણ જાતનું કોઇને દુઃખ ન દેવું તે, સર્વમાં સમાનતા, સંતોષ, તપ, દાન, યશ અને અપયશ આ જુદા જુદા પ્રકારનાં લક્ષણો પ્રાણીઓને મ્હારાથીજ થાયછે. ૪-૫

**महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।**
**मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ६**

સાત મહાન ઋષિયો તથા પૂર્વકાળના ચાર કુમારો અને મનુઓ મ્હારા સ્નેહવાલા અને મ્હારા મનથીજ જન્મ્યા

---

૧—**मरीचि अङ्गिर, आत्रि, पुलस्त्य, पुलह, क्रतु,** અને **वसिष्ठ** આ સાત ઋષિઓ, અને **सनक, सनंदन, सनातन,** અને **सनत्कुमार** આ ચાર **ऊर्ध्वरेता ( आजन्म ब्रह्मचारी )** મહર્ષિયો, અને **चौद मन्वंतरो,** તેમ **अगीआर रुद्र** એ બધા મ્હારી વિભુતિ ( **विस्तार** ) ને જાણનારા છે, એમ પ્રભુના કહેવાનું તાત્પર્ય છે.

હતા. તેમનાથીજ વિદ્યા અને જન્મદ્વારા આ પ્રજા ઉપન્ન થઇછે. ૬

**एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।**
**सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥**

જે આ મ્હારી શક્તિને અને વિસ્તારને ખરેખરી રીતે જાણેછે, તે નિશ્ચય યોગવડે મ્હને પામે છે એમાં સંશય નથી. ૭

**अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।**
**इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥**

હું સર્વનું ઉત્પત્તિ કારણ છું મ્હારામાંથી સર્વ નીકળે છે, આ પ્રમાણે જાણીને ભક્તિભાવવાળા ડાહ્યા પુરૂષો મ્હને ભજેછે. ૮

**मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।**
**कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥ ९ ॥**

મ્હારામાંજ ચિત્તવાળા, મ્હારામાંજ પ્રાણ અર્પણ કરનારા, પરસ્પરને બોધ કરનારા અને નિત્ય મ્હારા વિષે વાતો કરનારા તેઓ સંતોષી અને આનંદી હોયછે. ૯

**तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।**
**ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥ १० ॥**

એવા હમેશાં યુક્ત અને પ્રેમપૂર્વક ભજનારાઓને હું બુદ્ધિયોગ આપુછું, જેથી તેઓ મ્હને પામેછે. ૧૦

**तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।**
**नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥११॥**

તેઓની ઉપર દયાથી તેઓના આત્મામાં રહેલો હું જ્ઞાન-રૂપી પ્રકાશિત દીવાવડે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અંધકારને નાશ કરૂંછુ. ૧૧

**अर्जुन उवाच । અર્જુન બોલ્યાઃ—**

**परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।**
**पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥**

તમે પરમ બ્રમ્હ છો, તમે પરમ ધામ છો, તમે પરમ પવિત્ર છો, તમે નિત્ય, દિવ્ય પુરૂષ આદિદેવ, અજન્મા અને પ્રભુ છો. ૧૨

**आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।**
**असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे १३**

સર્વ ઋષિયોએ, દેવર્ષિ નારદે, અસિતે, દેવલે અને વ્યાસે તમને આ પ્રકારનાજ કહ્યા છે, અને હવે તમે પોતે પણ મ્હને એમજ કહોછો. ૧૩

**सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।**
**नहि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥१४॥**

હે કેશવ ! તમે મ્હને જે કહોછો તે હું સર્વ સત્ય માનુંછું. કારણ કે હે ભગવાન ! તમારા મૂળ પ્રકટ સ્વરૂપને દેવો તથા દાનવો જાણતા નથી. ૧૪

**स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।**
**भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥**

હે પુરૂષોત્તમ ! હે સર્વ પ્રાણીયોને ઉત્પન્ન કરનાર ! હે પ્રાણીઓના ઇશ્વર ! હે દેવોના દેવ ! હે જગતના પતિ ; તમે તમારા પોતાથીજ પોતાને જાણોછો. ૧૫

**वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः । याभि-**
**र्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ १६ ॥**

તમારો દિવ્ય વિસ્તાર કે જેનાથી તમે આ બ્રહ્માંડોમાં વ્યાપી રયા છો તે સર્વ મ્હને કૃપા કરીને કહો. ૧૬

**कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ।**
**केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया १७**

હે યોગી ! હું તમને હમેશાં ધ્યાન કરીને શી રીતે જાણી શકું ? હે ભગવાન ! કયા કયા રૂપોમાં હું તમારૂં ચિંતન કરૂં ? ૧૭

**विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।**
**भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् १८**

હે જનાર્દન ! તમારા સાંમર્થ્ય અને વિસ્તારને ફરીથી વિસ્તારથી કહો, કેમકે તમારાં અમૃત રૂપી વચનો સાંભળતાં મ્હને સંતોપ થતો નથી. ૧૮

**श्रीभगवानुवाच । શ્રીકૃષ્ણ બોલ્યા:—**

**हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।**
**प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे १९**

હે કુરૂશ્રેષ્ઠ ! મ્હારી મુખ્ય મુખ્ય દિવ્ય વિસ્તાર હું ત્હને કહીશ. મારી વિસ્તારવાળી શકિતનો અંત નથી. ૧૯

**अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।**
**अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥ २० ॥**

હે ગુડાકેશ ! ( નિદ્રાને જીતનાર ) હું સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો આત્મા છું, હું પ્રાણી માત્રનો આદિ, મધ્ય અને અંત પણ છું. ૨૦

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥

આદિત્યોમાં ( સૂર્યોમાં ) હું વિષ્ણુ છું, પ્રકાશક વસ્તુઓમાં હું પ્રકાશક સૂર્ય છું, મરૂતોમાં હું મરીચિ છું, નક્ષત્રોમાં હું ચંદ્ર છું. ૨૧

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना २२

વેદોમાં હું સામવેદ છું, દેવોમાં હું ઇંદ્ર છું, ઇંદ્રિયોમાં હું મન છું અને પ્રાણીઓમાં હું ચેતના શકિત છું. ૨૨

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥२३॥

રુદ્રોમાં હું શંકર છું, યક્ષો તથા રાક્ષસોમાં હું કુબેર છું, વસુઓમાં હું અગ્નિ છું અને ઉંચા પર્વતોમાં હું મેરૂ છુ. ૨૩

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥२४॥

હે પાર્થ ! પુરોહિતોમાં મુખ્ય મ્હને બૃહસ્પતિ જાણ, સેનાપતિઓમાં હું કાર્ત્તિકસ્વામી છું, સરોવરોમાં હું સમુદ્ર છું. ૨૪

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः २५

મહાન ઋષિયોમાં હું ભૃગુ છું, વાણીમાં હું એક અક્ષર ( એટલે ૐકાર ) છું, યજ્ઞોમાં હું જપ કરવારૂપી યજ્ઞ છું. અને સ્થાવર પદાર્થોમાં હું હિમાલય છું. ૨૫

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः २६

સર્વ ઝાડોમાં હું પીપળો છું, દેવર્ષિઓમાં હું નારદ છું, ગંધર્વોમાં હું ચિત્રરથ છું અને સિદ્ધ થયેલાઓમાં હું કપિલ મુનિ છું. ૨૬

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥ २७॥

ઘોડાઓમાં ( અમૃત માટે સમુદ્રનું મથન કરતાં ઉપજેલો ) મ્હને ઉચ્ચૈઃશ્રવા જાણ, હાથીઓમાં મ્હને ઐરાવત અને પુરૂષોમાં મ્હને રાજા જાણ. ૨૭

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः २८

હથિયારોમાં હું વજ્ર છું, ગાયોમાં હું કામધેનુ છું, પ્રજા ઉત્પન્ન કરનારાઓમાં હું કામ છું, અને સર્પોમાં હું વાસુકિ છું. ૨૮

**अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ।**
**पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥२९॥**

નાગોમાં હું અનંત શેષનાગ છું, જળજંતુઓમાં હું વરૂણ છું, પિતૃઓમાં હું અર્યમા ( પિતૃઓનો રાજા ) છું, અને દણ્ડ આપનારાઓમાં હું યમ રાજા છું. ૨૯

**प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।**
**मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥ ३० ॥**

દૈત્યોમાં હું પ્રહલાદ છું, ગણત્રી કરનારાઓમાં હું કાળ છું, વનચરોમાં હું સિંહ છું અને પક્ષિયોમાં હું ગરૂડ છું. ૩૦

**पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।**
**झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१॥**

પવિત્ર કરનારાઓમાં હું પવન છું શસ્ત્રધારીઓમાં હું રામ છું, માછલાઓમાં હું મગર છું અને નદીઓમાં હું ગંગા છું. ૩૧

**सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ।**
**अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम्॥३२॥**

હે અર્જુન ! સૃષ્ટિમાત્રનો હું આદિ અંત અને મધ્ય છું, વિદ્યાઓમાં હું આત્મવિદ્યા છું, વાત કરનારાઓમાં હું વાદ (તત્વ નિર્ણય માટે) છું. ૩૨

**अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ।**
**अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥३३॥**

અક્ષરોમાં હું અકાર છું, સમાસોમાં હુ દ્વંદ્વ નામનો સમાસ છું. અક્ષય કાળ પણ હું છું. અને સર્વત્ર મુખવાળો પોષણ કરવાવાળો હું છું. ૩૩

**मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।**
**कीर्तिः श्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥ ३४ ॥**

સર્વનો સંહાર કરનાર મૃત્યુ હું છું, ભવિષ્યમાં ઉત્પન્ન થનારનું મૂળ હું છું, સ્ત્રીવાચક ગુણોમાં કીર્તિ, લક્ષ્મિ, વાણી સ્મરણશકિત, બુદ્ધિ, ધીરજ અને ક્ષમા હું છું. ૩૪

**बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।**
**मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥**

સામ મંત્રોમાં હું બૃહત્સામ છું, છંદોમાં હું ગાયત્રી છું, મહિનાઓમાં હું માગશર છું અને ઋતુઓમાં હું વસંત ઋતુ છું. ૩૫

**द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।**
**जयोऽस्मि व्यवसायोस्मि सत्त्वं सत्ववतामहम्॥३६॥**

છળ કરનારાઓનું ધુત હું છું, તેજસ્વી ચીજોનું તેજ હું છું, જય હું છું દૃઢ નિશ્ચય હું છું. બલવાનોનું માનસિક બલ હું છું. ૩૬

**वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः ।**
**मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥ ३७ ॥**

યાદવોમાં હું વાસુદેવ છું, પાંડવોમાં હું અર્જુન છું, મુનિયોમાં હું વ્યાસ છું અને કવિયોમાં હું શુક્રકવિ છું. ૩૭

**दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।**
**मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥३८॥**

રાજાઓનો દંડ હું છું, જય મેળવવાની ઇચ્છાવાળાની રાજ્યનીતિ હું છું. ગુહ્ય રાખવાની વસ્તુઓમાં મૌન રાખવું તે હું છું. અને જ્ઞાનીઓનું જ્ઞાન હું છું. ૩૮

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥३९॥

હે અર્જુન ! પ્રાણીમાત્રનું બીજ તે પણ હું છું વળી કોઇ પણ સ્થાવર કે જંગમ વસ્તુ એવી નથી કે જે મ્હારા વિના ટકી શકે. ૩૯

नांतोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ ४० ॥

હે પરંતપ ! મ્હારી દિવ્ય શકિતઓનો અંત નથી, મ્હારી અનંત શકિતનો ખ્યાલ આપવા માટે માત્ર આટલું મેં સંક્ષેપમાં કહ્યું છે. ૪૦

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥ ४१ ॥

જે જે શકિતવાળું છે, શોભાવાળું છે, સત્વગુણવાળું છે છે અને બળવાળું છે તે સર્વ મ્હારા તેજના અંશથી ઉત્પન્ન થયેલું છે; એમ તું જાણ. ૪૧

अथवा बहुनैतेन किं ज्ञानेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥४२॥

પણ હે અર્જુન ! આ બધી વસ્તુઓ જાણવાથી ત્હને શું લાભ ? હું તો માત્ર મ્હારા એક અંશથી આખા જગતમાં વ્યાપી રહ્યો છું, એમ જાણ. ૪૨

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योग-
शास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विभूतियोगो
नाम नवमोऽध्यायः ९

આવી રીતે પ્રભુના ગાયેલા ઉપનિષદોમાં પ્રભુતત્વ સંબંધી
કર્મયોગ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુન સંવાદમાં વિભૂતિયોગ
નામનો નવમો અધ્યાય સમ્પૂર્ણ થયોછે.

  

## અધ્યાય ૧૧ મો. વિશ્વરૂપ દર્શનયોગ.

—•• ••—

### अर्जुन उवाच । અર્જુન બોલ્યા:—

**मदनुग्रहाय[1] परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।**
**यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥**

---

૧—આ અધ્યાયમાં **अनुग्रह** શબ્દ ઘણીવાર આવશે માટે તેનો ખુલાસો કરવો અહીં યુક્ત છે. પ્રભુના સ્વરૂપને જાણવા માટે અને મોક્ષ થવા માટે પ્રભુએ વેદમાર્ગનું નિર્માણ કર્યું છે. વેદમાં કહેલા સાધનો દ્વારા જીવ પોતાનો ઉદ્ધાર કરી શકે છે. કિન્તુ જે લોકોના ઉપર વેદમાર્ગની મર્યાદા ચાલી શકતી ન હોય તેવા ઓને ભગવત્-પ્રાપ્ત થવાનો કયો ઉપાય ?

વેદના અતિ કઠિન ઉપાયોમાં જેનું મન લાગતું ન હોય, જે ઓનો પ્રભુમાં પ્રેમતો હોય, પ્રભુને મલવા પણ ચાહતા હોય પણ ઉપાય ન હોવાથી પોતાનો ઉદ્ધાર પોતે ન કરી શકતા હોય તેવાઓને માટે કયો ઉપાય એમ જ્યારે પ્રશ્ન થાય તો તેનું ઉત્તર એમ સમજવાનું છે કે તેઓના માટે પ્રભુ એક ઉત્તમ અને સરલ **अनुग्रह** માર્ગનું નિર્માણ કરેલો છે. તે લોકો કેવલ અનુગ્રહ દ્વારાજ પ્રભુની પ્રાપ્તિ કરે છે. ભક્તિ પ્રભૃતિ સાધનો તો તેનો વચલો વ્યાપાર માત્ર છે અને તે જીવનો ધર્મછે, જો એમ ન હોય તો પ્રભુ પોતેજ આગલ આ આધ્યાયના છેલ્લા શ્લોકોમાં એમ કેમ કહેછે વેદમાર્ગથી તપશ્ચર્યાથી દાનથી અથવા તો યજ્ઞયાગાદિથી મ્હારૂં દર્શન થઈ શકતું નથી કિન્તુ કેવલ અનન્ય ભક્તિથીજ

તમે જે અધ્યાત્મ નામનું પરમ ગુહ્ય વચન મ્હારા અનુગ્રહને માટે કહ્યું તેથી મ્હારો મોહ ટળી ગયો છે ૧

**भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।**
**त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥२॥**

હે કમળના પત્ર જેવા નેત્રવાળા! મેં તમારી પાસેથી પ્રાણીઓની ઉત્પત્તિ અને નાશ વિષે વિસ્તાર પૂર્વક સાંભળ્યુ તેમજ તમારી નાશ રહિત મ્હોટાઇ વિષે પણ સાંભળ્યું. ૨

**एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।**
**द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥**

હે પરમેશ્વર! હે પુરૂષોત્તમ! તમે તમારે વિષે જેવું વર્ણન આપોછો તેવાજ આપછો, તેવું શકિતવાળું રૂપ જોવાને હું હવે ઇચ્છુંછું. ૩

---

મ્હારૂં દર્શન કરી શકે છે મ્હને જાણી શકે છે અને મ્હારામાં પ્રવેશ પણ કરી શકે છે. વેદાદિમાર્ગોથી દર્શન, જ્ઞાન, અને પ્રવેશ, ( સાયુજ્ય રૂપ મોક્ષ ) ન આપતાં જે પ્રભુ કેવલ ભકિતમાત્રથી તે સઘળું આપી દેછે માટે નિશ્ચય થાયછે કે નિઃસાધન નિરૂપાય જીવોના ઉપર પ્રભુનો પુર્ણ અનુગ્રહ છે, અને આ અધ્યાયથી પ્રારમ્ભીને ભગવદ્ગીતાની સમાપ્તિના શ્લોક પર્યન્ત પ્રભુ અનુગ્રહ માત્રનુજ પ્રાધાન્યરાખીને ઉપદેશ આપે છે એમ ધ્યાનમાં રાખવું.

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

હે પ્રભુ ! હે યોગેશ્વર ! તે રૂપ મ્હારાથી જોઇ શકાય છે એમ તમે માનતા હો તો, તમારા નાશ રહિત સ્વરૂપનું દર્શન મ્હને કરાવો. ૪

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:—

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥५॥

હે પાર્થ મ્હારાં નાના પ્રકારનાં, દિવ્ય, જુદા જુદા વર્ણ અને આકૃતિવાળાં સેંકડો અને હજારો રૂપો તું જો. ૫

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

હે ભારત ! આદિત્યો, વસુઓ રૂદ્રો, બે અશ્વિનીઓ અને મરૂતોને તુ જો, તથા પૂર્વે કદી નહીં દેખાયેલાં અનેક આશ્ચર્ય તું જો. ૬

इहैकस्थं जगत्कृस्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥

હે ગુડાકેશ ! આજે તું ચર અને અચર બ્રહ્માંડને મ્હારા દેહમાં એક સ્થાને રહેલું જો; વળી બીજુ કાંઇ જોવાની ઇચ્છા હોય તે પણ જો. ૭

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि[1] ते चक्षुः पश्य मे योगमैश्वरम् ८

પણ તું ત્હારી આ આંખોથી મ્હને જોઇ શકીશ નહીં; હું ત્હને દિવ્ય ચક્ષુ આપુંછું, તેથી તું મ્હારા ઉત્તમ યોગને જો. ૮

संजय उवाच । સંજય બોલ્યાઃ—

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥

હે રાજ (ધૃતરાષ્ટ્ર) ! આ પ્રમાણે કહીને મ્હોટા ઉપાયોના ફળ આપનાર હરિએ પોતાનું ઉત્તમ રૂપ પાર્થને દેખાડયું. ૯

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥
दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥ ११ ॥

---

૧—અનુગ્રહ માર્ગનું સૂચન.

ઘણાં મુખ અને આંખોવાળું ઘણા અદ્ભુત દર્શનવાળું, ઘણા દિવ્ય ઘરેણાંવાળું, ઉંચા કરેલા ઘણાં આયુધવાળું દિવ્ય માળા અને વસ્ત્ર ધારણ કરેલું, દિવ્ય ગંધોથી લેપાયલું, સર્વ આશ્ચર્યોથી ભરપૂર અનંત અને સર્વ બાજુએ મુખવાળું તે દેવનું રૂપ હતું. ૧૦-૧૧

**दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।**
**यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥**

જો આકાશમાં એક સાથે હજાર સૂર્યાનો પ્રકાશ થાય તો તે પ્રકાશ તે મહાત્માના પ્રકાશને મળતો આવે. ૧૨

**तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।**
**अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥ १३ ॥**

ત્યાં અર્જુને, દેવોના પણ દેવના શરીરમાં, અનેક પ્રકારે વહેંચાઇ ગયેલું આખું બ્રહ્માંડ, એકજ ઠેકાણે જોયું. ૧૩

**ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।**
**प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥ १४ ॥**

ત્યારે વિસ્મય પામીને જેના રૂવાડાં ઉભાં થયાં છે એવા અર્જુન પ્રભુને માથું નમાવીને પગે લાગ્યા, અને બે હાથ જોડીને બોલ્યા. ૧૪

**अर्जुन उवाच । અર્જુન બોલ્યા:—**

**पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् । ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥**

હે દેવ ! તમારા દેહને વિષે સર્વ દેવોને જુદા જુદાપ્રકારના સર્વ પ્રાણીઓને, કમળના આસન ઉપર બેઠેલા એવા બ્રહ્માને, મહાદેવને, સર્વ ઋષિઓને તથા દિવ્ય સર્પોને હું જોઉંછું. ૧૫

**अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् । नांतं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥ १६ ॥**

---

૧—આ શ્લોકના પ્રારંભમાં પ્રભુના સ્વરૂપને **अनेक बाहूदर** આદિ વાકયોથી સાકાર અને તેનાજ અડધા ભાગમાં **अनन्त** કહીને વ્યાપક પણ કહયું છે. અને તે વાતને દઢ કરવા માટે તેના પછી 'નાન્તં' ઈત્યાદિ પદથી વ્યાપક ઠરાવે છે માટે નિશ્ચય થાય છે કે પ્રભુનું (બ્રહ્મનું) સ્વરૂપ સાકાર અને વ્યાપક છે, જે લોકો સાકાર હોય તે વ્યાપક ન કહેવાય એમ ડર દેખાડે છે તે મૂર્ખ છે નિરાકાર હોય તેજ વ્યાપક હોય તો આવા શ્લોકોમાં સર્વત્ર લક્ષણા કરવી પડશે. પ્રભુ સર્વ સામર્થ્ય વાળા છે આ-વાત જ્યારે નિશ્ચિત છે તો પછી તે સાકાર છતો વ્યાપક હોય એમાં વાંધો શો હોય.

અનેક હાથ, અનેક પેટ, અનેક મુખ, અનેક નેત્ર તથા અનેક રૂપવાળા હું તમને સર્વત્ર જોઉં છું હે વિશ્વના ઇશ્વર હે વિશ્વરૂપ ! તમારા આદિ, મધ્ય કે અંતને હું દેખ તો નથી. ૧૬

**किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमंतम् । पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद्दीप्तानलार्कद्युतिमप्रमेयम्[1] ॥ १७ ॥**

મુકટ, ગદા અને ચક્રવાળા તેજના અંબારરૂપ, સર્વત્ર પ્રકાશવાળા, સર્વ તરફથી મુશ્કેલીથી જોઇ શકાય એવા, અગ્નિ તથા સુર્યના જેવા પ્રકાશવાળા, તથા માપમાં ન આવો એવા તમને હું જોઉંછું. ૧૭

**त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् । त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥ १८ ॥**

તમે અવિનાશી જાણવા યોગ્ય ઉત્તમ આ વિશ્વના ઉત્તમ આશ્રય નિત્ય સનાતન ધર્મના રક્ષક અને સનાતન પુરૂષ છો એમ હુ માનુંછું. ૧૮

---

૧–આ શ્લોકમાં સાકારનેજ વ્યાપક બતાવ્યું છે.

**अनादिमध्यान्तमनंतवीर्यमनंतबाहुं शशिसूर्यनेत्रम् । पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपंतम् ॥ १९ ॥**

તમને આદિ મધ્ય અને અંત વિનાના અનંત બળવાળા અનંત બાહુવાળા ચંદ્ર અને સુર્ય જેના નેત્ર છે એવા અગ્નિના જેવા પ્રકાશિત મુખવાળા અને પોતાના તેજથી આ વિશ્વને તપાવનારા હું જોઉં છું. ૧૯

**द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः । दृष्ट्वाद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥ २० ॥**

સ્વર્ગ અને પૃથ્વી તથા વચ્ચેના લોક તેમજ સર્વ દિશા તમારા એકલાથીજ વ્યાપ્ત થયેલી છે. હે મહાત્મા ! આ ત્રિલોકી તમારૂ અદ્ભુત અને ઉગ્ર રૂપ જોઇને વ્યથા પામે છે. ૨૦

**अमी हि त्वां सुरसंघा विशंति केचिद्भीता प्रांजलयो गृणंति । स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥ २१ ॥**

---

૧—આ શ્લોકમાં પણ સાકારનેજ વ્યાપક કહ્યું છે.

આ દેવગણો તમારામાં પ્રવેશ કરેછે કેટલાએક ભય પામીને હાથ જોડી સ્તુતી કરે છે. મહર્ષિએ। અને સિધ્દોના સમૂહો કલ્યાણ થાય એમ બોલીને ઘણા શ્લોકોવડે તમારી પ્રાર્થના કરેછે. ૨૧

**रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च । गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥**

રૂદ્રો, આદિત્યો, વસુએ।, સાધ્યો, વિશ્વદેવો, બે અશ્વનીએ।, મરૂતો, પિતૃએ। ગંધર્વ, યક્ષ, અસુર, અને સિધ્દોના સમૂહો આશ્ચર્ય પામીને તમને જુએછે. ૨૨

**रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् । बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥ २३ ॥**

હે મહાબાહો ! તમારૂ મોટું રૂપ જે ઘણાં મુખવાળું ઘણી આંખોવાળું, ઘણા હાથવાળું ઘણા જાંગ અને પગવાળું ઘણા પેટવાળું ઘણા ભયંકર દાંતવાળું છે, તે જોઇને ત્રણે લોક તથા હું વ્યથા પામીએ છીએ. ૨૩

**नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशाल-नेत्रम् । दृष्ट्वाहि त्वां प्रव्यथितांतरात्मा धृतिं न विंदामि शमं च विष्णो ॥ २४ ॥**

આકાશને અડકતા, પ્રકાશમાન, અનેક રંગવાળા, ઉઘડેલા મુખવાળા, પ્રકાશિત અને વિશાળ નેત્રવાળા, એવા તમને જોઇને મ્હારો અંતર આત્મા વ્યથા પામેછે. હે વિષ્ણુ ! મને ધીરજ કે શાંતિ રહેતી નથી. ૨૪

**दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसं-निभानि । दीशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥**

તમારાં મુખને જોઇને મ્હને દિશા સુઝતી નથી, મ્હને રક્ષણ મળતું નથી. હે દેવના ઇશ્વર ! હે જગન્નિવાસ ! પ્રસન્ન થાવ. ૨૫

**अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वेः सहैवावनि-पालसंघैः । भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहा-स्मदीयैरपि योधमुख्यैः ॥ २६ ॥**

**वक्त्राणि ते त्वरमाणा विशंति दंष्ट्राकरालानि भयानकानि । केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥ २७ ॥**

ધૃતરાષ્ટ્રના આ પુત્રો, સર્વે રાજાઓના સમુહ સહિત, તેમજ ભીષ્મ, દ્રોણ તથા આ કર્ણ, તથા આપણા મુખ્ય યોદ્ધાઓ સહિત, ભયંકર તથા વિકરાળ દાંતવાળા તમારા મુખમાં ઉતાવળથી પ્રવેશ કરેછે, અને કેટલાએકનાં ચુર્ણ થઇ ગયેલાં માથાં તમારાં દાંતોમા ભરાઇ ગયેલાં દેખાયછે. ૨૬

**यथा नदीनां बहवोऽबुवेगाः समुद्रमेवाभिमुखा द्रवंति । तथा तवामी नरलोकवीरा विशंति वक्त्राण्यभिविज्वलंति ॥ २८ ॥**

જેમ નદીઓના ઘણા પ્રવાહો સમુદ્ર તરફ જાયછે, તેમ જગત્‌ના આ વીરનરો તમારા પ્રકાશમાન મુખમાં પેસેછે. ૨૮

**यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशंति नाशाय समृद्धवेगाः । तथैव नाशाय विशंति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥ २९ ॥**

જેમ પતંગીયાં પ્રકાશિત દીવામાં નાશ પામવાને માટેજ જલદીથી જાયછે તેમ આ સર્વ ( ભીષ્મ વિગેરે યોદ્ધા ) લોકો નાશને માટે તમારા મુખમાં જલદીથી પેસેછે. ૨૯

**लेलिह्यसे ग्रसमानः संमताल्लोकान्समग्रान्वदनै-र्ज्वलद्भिः । तेजोभिरापूर्य जगत्समग्रं भासस्त-वोग्राः प्रतपंति विष्णो ॥ ३० ॥**

આ બધા લોકોને તમે પ્રકાશિત મુખોથી ચારે કોરથી ખાઇને ચાટોછો, અને સમગ્ર જગતને તેજથી પૂર્ણ કરીને તમારી ઉગ્ર કાંતિ વડે હે વિષ્ણુ ! બાળોછો. ૩૦

**आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद । विज्ञातुमिच्छामि भवंतमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१ ॥**

આવા ઉગ્ર રૂપે આપ કોણ છો તે મ્હને કહો. હે દેવોમાં ઉત્તમ ! તમને નમસ્કાર હો. તમે પ્રસન્ન થાવ, સર્વના કારણરૂપ એવા તમને હું જાણવા ઇચ્છુંછું. આ તમારી પ્રવૃત્તિને હું જાણતો નથી. ૩૧

श्रीभगवानुवाच । શ્રીકૃષ્ણ બોલ્યા:—

कालो[1]ऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः । ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥ ३२ ॥

જગતનો નાશ કરનાર, વૃદ્ધિ પામેલો કાળ હું છું, અને મનુષ્યોનો સંહાર કરવા માટે હું આ લોકમાં આવ્યો છું શત્રુઓનાં સૈન્યમાં ગોઠવેલા ત્હારા શિવાયના સર્વ યોદ્ધાઓને તું નહીં હણ તોપણ તેઓ જીવતા રહેશે નહીં. ૩૨

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् । मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥

---

૧—વિશ્વરૂપમાં એક કાલરૂપ પણ પ્રભુનું છે. તેને ઉદ્દેશીને આ શબ્દ છે.

૨—અનુગ્રહ. સાધન વિગેરેના તરફ ધ્યાન ન આપીને જો પ્રભુ જીવનો સ્વીકાર કરે તો તેને અનુગ્રહ કહે છે.

૩—કોઈ જાતના ફલનું પણ સાધન પ્રભુ પોતે થઈ જાય તેને અનુગ્રહ કહે છે.

તેટલા માટે ઉઠ, યશ મેળવ; શત્રુઓને જીતીને સમૃદ્ધિ-વાળું રાજ્ય ભોગવ. શત્રુઓને મેં અગાઉથીજ હણેલા છે. માટે હે સવ્યસાચિન્ !(ડાબા હાથથી બાણ મૂકનાર-અર્જુન) તું નિમિત્ત માત્ર થા. ૩૩

**द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथान्यानपि योधवीरान् । मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युद्धस्व जेतासि रणे सपत्नान् ॥ ३४ ॥**

દ્રોણ અને ભીષ્મ તથા જયદ્રથ અને કર્ણ તેમજ બીજા યોદ્ધાઓને મેં હણી રાખેલા છે, તેને તું હણ. વ્યથા પામ નહીં, યુદ્ધ કર. રણ ક્ષેત્રમાં તું શત્રુઓને જીતીશ. ૩૪

**संजय उवाच । સંજય બોલ્યાઃ—**

**एतच्छ्रुत्वा वचनं केशवस्य कृतांजलिर्वेपमानः किरीटी । नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५ ॥**

કેશવનાં આ વચન સાંભળીને કંપતા, ભયથી ગદ્દગ કંઠવાળા અને મુકુટ પહેરલા અર્જુને શ્રીકૃષ્ણને હાથ જોડીને અને નમસ્કાર કરીને ફરીવા કહ્યું. ૩૫

**धृतराष्ट्र उवाच ॥ ધૃતરાષ્ટ્ર બોલ્યા:—**

**स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च । रक्षांसि भीतानि दिशो द्रवंति सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥ ३६ ॥**

હે હૃષીકેશ ! તમારી કીર્તિ ગાઇને જગત્ અતિ હર્ષ પામેછે અને આનંદ માનેછે એ યોગ્યજ છે. રાક્ષસો ભય પામીને બધી દિશામાં નાસી જાયછે, અને સર્વે સિદ્ધગણો તમને નમસ્કાર કરેછે. ૩૬

**कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे । अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥**

હે મહાત્મા ! બ્રહ્માના મ્હોટા ગુરૂ અને આદિ કર્ત્તા એવા તમને તેઓ શા માટે નમસ્કાર ન કરે ? હે અનંત ! હે દેવના ઇશ્વર ! હે સર્વ જગતના ધામ ! સત્ અને અસત્ તથા તેનાથી ઉત્તમ તે તમે છો. ૩૭

**त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् । वेत्तासि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप ॥ ३८ ॥**

તમે સર્વથી પ્રથમ એવા દેવ છો, પુરાણપુરૂષ છો, આ જગતના ઉત્તમ ભંડારરૂપ છો, જાણનાર અને જાણવા યોગ્ય તમે છો, ઉત્તમ ધામ છો, અને હે અનંત રૂપવાળા ! તમારાથીજ વિશ્વ વ્યાપ્ત થયેલું છે. ૩૮

**वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च । नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥**

તમે વાયુ યમ અગ્નિ વરૂણ ચંદ્ર પ્રજાપતિ અને પ્રપિતામહ (દાદાના બાપ) છો. હજારવાર તમને નમસ્કાર હો, અને ફરીથી વારંવાર તમને નમસ્કાર હો. ૩૯

**नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व । अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥ ४० ॥**

તમને આગળથી નમસ્કાર હો તમને પાછળથી નમસ્કાર હો અને સર્વ બાજુએથી નમસ્કાર હો. આપ અનંત બળ અને અથાગ પરાક્રમવાલા છો. આ સર્વ આપમાં રહેલું છે, તેથીજ તમે સર્વ રૂપે છો. ૪૦

**सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति । अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥ ४१ ॥**

**यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु । एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥**

તમને સ્નેહી જાણીને વગર વિચારે હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા ! એમ તમારો આ મહિમા જાણ્યા સિવાય પ્રમાદથી કે સ્નેહથી મેં જે કહ્યું હોય, અથવામશ્કરીની ખાતર, રમતાં રમતાં કે સૂતાં સુતાં કે આસન ઉપર અથવા જમતાં જમતાં એકાંતમાં કે સર્વની સમક્ષ મેં તમારૂં અપમાન કર્યું હોય, તે માટે હે અચ્યુત ! હે અનંત ! તમારી ક્ષમા માગુછું. ૪૧

**पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् । न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥ ४३ ॥**

ચર અને અચર જગતના તમે પિતા છો, તમે ગુરૂથી પણ અધિક પૂજવા યોગ્ય છો; ત્રણે લોકમાં જેવો બીજો કોઇ નથી તો હે ઉપમા રહિત બળવાળા ! તમારાથી અધિક બીજો ક્યાંથી હોય ? ૪૩

**तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामह-मीशमीड्यम् । पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥ ४४ ॥**

માટે મ્હારા શરીરને દંડવત્ નમાવીને, પ્રણામ કરીને હે પૂજ્ય પ્રભુ ! તમને પ્રસન્ન કરૂં છું. પિતા પુત્રનું અને પ્રિય પ્રિયનું જેમ સાંખી રહે, તેમ હે દેવ ! તમે મ્હારૂં સાંખી રહો. ૪૪

**अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे । तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥**

પૂર્વે જે કોઇએ જોયું નથી તે જોઇને મ્હને આનંદ થયો છે, પણ ભયથી મ્હારૂં મન દુઃખી થયું છે. હે દેવના ઇશ્વર ! હે જગન્નિવાસ ! પ્રસન્ન થાઓ, હે દેવ ! તમારૂં પ્રથમનું જ રૂપ મ્હને દેખાડો ૪૫

**किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव । तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥**

પ્રથમ હતા તેવાજ મુકુટવાળા, ગદાવાળા અને હાથમાં ચક્રવાળા તમને ફરીથી જોવા હું ઇચ્છું છું. હે વિશ્વમૂર્તિ ! હે હજાર ભુજાવાળા! તમે ફરીથી ચતુર્ભુજ રૂપવાળા થાવ ૪૬

**श्रीभगवनुवाच । શ્રીભગવાન બાલ્યાઃ—**

**मया प्रसन्नेन[1] तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् । तेजोमयं विश्वमनंतमाद्यं[2] यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥**

---

૧—અનુગ્રહ માર્ગ, પ્રસાદ એટલે અનુગ્રહ.

૨—અહીં પ્રભુ પોતેજ પોતાના રૂપને સાકાર અને વ્યાપક બતાવે છે. જેનુ કયાંય અન્ત આવતો ન હોય તેનું નામ વ્યાપક, અને આકારવાલો હોય તે સાકાર કહેવાય. પ્રભુનું સ્વરૂપ સાકાર છે, અને વ્યાપક છે. અને જેમાં પરસ્પર વિરૂદ્ધ દેખાતા ધર્મો રહેતા હોય તે પર બ્રહ્મ આ વાત નિશ્ચિત છે.

હે અર્જુન! મેં પ્રસન્ન થઇને નિજસામર્થ્યથી આ પરમ રૂપ
ને દેખાડયું છે. તે રૂપ તેજોમય, વિશ્વનું દર્શન કરાવનારૂં,
નંત અને પ્રથમ દેખાયેલું છે, અને ત્હારા વિના બીજા
કએ આ મ્હારૂં રૂપ પૂર્વે જોયું નથી. ૪૭

**न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः । एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥**

વેદથી, યજ્ઞથી, અભ્યાસથી, દાનથી, ક્રિયાથી કે ઉગ્ર તપથી
કુરૂકુળમાં શ્રેષ્ઠ! ત્હારા વિના બીજો કોઈ આ લોકમાં મ્હને
ઈ શકે એ અશક્ય છે. ૪૮

**मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् । व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥**

આવું મ્હારૂં ઉગ્ર રૂપ જોઇને તું દુઃખી થા નહીં અને
મરા નહીં, ભય દૂર કરીને પ્રસન્ન મનથી તું ફરીથી આ
ારૂ તેનું તે ( પ્રથમનું ) રૂપ જો.

---

૧—અનુગ્રહ મારાં.

**संजय उवाच । સંજય બોલ્યાઃ—**

**इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः । आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥ ५० ॥**

આ પ્રમાણે અર્જુનને કહીને વાસુદેવે ( શ્રીકૃષ્ણે ) તેને ફરીથી પોતાનું રૂપ દેખાડયું, અને ફરીથી શાંતિ આપે એવું શરીર ધારણ કરીને તે મહાત્માએ ભયભીત થયેલા અર્જુનને દિલાસો આપ્યો. ૫૦

**अर्जुन उवाच । અર્જુન બોલ્યાઃ—**

**दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।**
**इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥५१॥**

હે જનાર્દન ! તમારૂં આ સુન્દર મનુષ્ય રૂપ જોઇને હું હવે શાંત અને સ્વસ્થ થયો છું. ૫૧

**श्रीभगवानुवाच । શ્રીભગવાન્ બોલ્યાઃ—**

**सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।**
**देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ५२**

આ મ્હારૂં રૂપ જે તેં જોયું તેનાં દર્શન થવાં બહુ મુશ્કેલ છે. આ રૂપને જોવાને દેવો પણ હમેશાં આતુર છે. ૫૨

**नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।**
**शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ५३**

જે પ્રકારનું તેં મ્હારૂં દર્શન કર્યું તેવું મારૂં દર્શન વેદથી તપથી, દાનથી કે હોમથી થવું શક્ય નથી. ૫૩

**भक्त्या त्वनन्यया शक्यं अहमेवंविधोऽर्जुन ।**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ६४ ॥**

હે અર્જુન ! મ્હારી અનન્ય ભક્તિથીજ એ પ્રકારનું મ્હારૂં જ્ઞાન મનુષ્યને થઈ શકેછે, અને હે પરંતપ હું તત્ત્વથી તેને જણાઈ શકું છું, અને મ્હારામાં તે પ્રવેશ કરી શકેછે. ૫૪

**मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।**
**निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ ५५ ॥**

જે મ્હારે માટે કર્મ કર્યા કરેછે, જે મ્હને ઉત્તમ કલ્યાણરૂપ માનેછે જે મ્હારો ભક્ત છે, જેણે આસક્તિનો ત્યાગ કર્યોછે અને જેને કોઈ સાથે વેર નથી તે, હે પાંડવ મ્હને પામેછે. ૫૫

---

૧—અનુગ્રહ માર્ગ.

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शनयोगो नाम एकादशोऽध्यायः ॥११॥**

આવીરીતે શ્રીભગવાને કહેલા ઉપનિષદોમાં બ્રહ્મવિદ્યાના કર્મયોગ
શાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુન સંવાદમાં વિશ્વરૂપદર્શન નામનો
ગ્યારમો અધ્યાય સમ્પૂર્ણ થયો છે.

  

# અધ્યાય ૧૨ મો. ભક્તિયોગ.



**एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।**
**ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः १**

જે ભકતો હમેશાં એકરૂપ થઇને તમને ભજેછે, અને જે ાકતો અવ્યકત અને અવિનાશીને ઉપાસે છે તેમાંથી કોણ ધારે સારી રીતે યોગ જાણનાર છે? ૧

**मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।**
**श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥**

જેઓ મ્હારી ઉપર મનને દઢ કરીને, પરમ શ્રદ્ધાથી નિત્ય ્રકત થઇને, મ્હને વ્યકતને ઉપાસે છે તેઓને હું યોગમાં શ્રેષ્ઠ ાાનુંછું. ૨

---

૧—સાતમ અધ્યાયમાં અને અષ્ટમ અધ્યાયમાં પ્રભુએ પોતે પો-ાના અવ્યકત સ્વરૂપની ઉપાસના કરવાનુ કહયું અને નવમ અધ્યાયમાં ?માં પ્રત્યક્ષ પ્રભુ જોઈ શકાય એવા ભક્તિમાર્ગનો ઉપદેશ કર્યો, અને યકત સ્વરૂપનું દર્શન પણ કરાવ્યું. ત્યારે અર્જુનને સન્દેહ ઉત્પન્ન ાય છે કે અવ્યકતની ઉપાસના કરનાર અને વ્યકત સ્વરૂપની સેવા રનાર આ બન્નેમાંથી શ્રેષ્ટ કયો, તેના ઉત્તરમાં આ આખો અધ્યાય ામજવાનોછે માટેજ આ અધ્યાયનું નામ ભક્તિયોગ રાખ્યું છે.

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥
संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥

જેઓ અવિનાશી, અવર્ણનીય, અવ્યકત, સર્વવ્યાપી, અચિન્ત્ય, અવિકારી, અચળ અને નિત્યને ભજેછે, તથા ઇંદ્રિય સમુહનો નિગ્રહ કરીને, સર્વત્ર સમાન બુદ્ધિ રાખીને રહે છે, જેઓ: સર્વના હિતમાં રાજી થાયછે, તેઓ પણ મ્હને પામેછે. ૩-૪

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥

પરંતુ અવ્યકતમાં જેઓ આસકત ચિત્તવાળા છે તેઓને અધિક કલેશ થાયછે, કારણ કે દેહધારી જીવ અવ્યકતના માર્ગને મુશ્કેલીથી પામી શકેછે. ૫

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥ ६ ॥

**तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।**
**भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥**

જેઓ સર્વ કર્મ મ્હને અર્પણ કરીને અને મ્હારૂંજ ચિન્તન કરીને તથા પૂર્ણ રીતે મ્હારૂં ધ્યાન ધરીને મ્હને ઉપાસેછે, તેવા મ્હારામાંજ ચિત્ત અર્પણ કરેલા ભકતોને, હે પાર્થ! આ મૃત્યુવાળા સંસાર સાગરમાંથી થોડા વખતમાં જ હું તારૂં છું. ૬–૭

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ ८ ॥**

મ્હારામાંજ મન અર્પણ કર અને મ્હારામાંજ બુદ્ધિને સ્થાપન કર જેથી હવે પછી તું મ્હારામાંજ નિવાસ કરીશ; એમાં સંશય નથી. ૮

**अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।**
**अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥ ९ ॥**

હે ધનંજય! જો તું મ્હારામાં મન દૃઢ રાખવા શકિતમાન ન હોય તો, અભ્યાસ રૂપી યોગથી તું મ્હને પામવાની ઇચ્છા કર. ૯

---

૧—અનુગ્રહ માર્ગ.

**अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।**
**मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥**

અભ્યાસ યોગ કરવાને પણ અસમર્થ હો તો મ્હારે માટેજ ( સેવા રૂપી ) કર્મો કરનારો થા. મ્હારે માટે કર્મો કરવાથી તું પૂર્ણતાને પામીશ. ૧૦

**अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।**
**सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥**

આ કરવાને પણ તું અશકત હો તો મ્હારા યોગનો ( મ્હારી સાથે એકતા કરવાનો ) આશ્રય કરીને, મનને નિયમમાં રાખીને સર્વ કર્મનાં ફળનો ત્યાગ કર. ૧૧

**श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं[1] विशिष्यते ।**
**ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥१२॥**

ખરેખર, અભ્યાસથી જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ઠ છે, ધ્યાનથી સર્વ કર્મના ફળનો ત્યાગ પ્રભુને અર્પણ કરવું શ્રેષ્ઠ છે. કારણ કે ત્યાગથી તરતજ શાંતિ થાયછે. ૧૨

---

૧—પ્રભુનું ધ્યાન કરવું તે પણ એક ભકિતમાર્ગનું અઙ્ગ છે. તે ભકિત માર્ગના અઙ્ગ થી પણ જ્ઞાન માર્ગ હલકું છે એમ આ શ્લોકમાં સ્પષ્ટ જણાય છે.

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥१४॥

જે કોઇ પણ પ્રાણી સાથે દ્વેષ રાખતો નથી, જે સર્વ સાથે મિત્રતા અને કરૂણા રાખેછે, જે આસકિત અને અહંકાર વિનાનો છે, જે દુઃખ અને સુખમાં સમાન છે, જે ક્ષમાવાન છે, જે હમેશાં સંતોષી છે, જે યોગી છે, જેણે મન જીત્યુ છે, જે દૃઢ નિશ્ચયવાળો છે અને જેણે મન અને બુદ્ધિ મ્હારામાં અર્પણ કરેલાં છે, એવો મ્હારો ભક્ત મ્હને પ્રિય છે. ૧૩-૧૪

यस्मान्नोद्विजते:लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥

જેનાથી કોઈ પણ પ્રાણીને ઉદ્દેગ થતો નથી, જને કોઇ પણ પ્રાણી ઉદ્દેગ કરતો નથી, અને જે હર્ષ અદેખાઇ અને ભય અને ઉદ્વેગથી મુકત છે તે મ્હને પ્રિય છે. ૧૫

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥१६॥

જેને કોઇ પણ ચીજની ઇચ્છા નથી, જે પવિત્ર, કર્તવ્ય કર્મને ત્વરાથી કરનારો અસક્તિ વિનાનો દુઃખ વિનાનો અને કોઇ પણ પ્રકારનાં કર્મોનો આરંભ નહીં કરનારો, એવો ભકત મ્હને પ્રિય છે. ૧૬

**यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।**
**शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥१७॥**

જે હર્ષ પામતો નથી કે દ્વેષ કરતો નથી, શોક કરતો નથી કે ઇચ્છા કરતો નથી, જે શુભ અને અશુભનો ત્યાગ કરવાવાળો છે અને જે ભક્તિવાળો છે તે મ્હને પ્રિય છે. ૧૭

**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।**
**शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥ १८ ॥**
**तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येनकेनचित् ।**
**अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥**

જે શત્રુ તથા મિત્ર તરફ, માન તથા અપમાનમાં, ટાઢ અને તડકામાં, અને સુખ તથા દુઃખમાં સમાન છે, તથા જે આસક્તિ વિનાનો છે, જે નિંદા અને સ્તુતિને સમાન લેખેછે જે શાંત છે, જે કાંઇ મળે તેથી સંતોષી છે, જે ઘરમાં આસક્તિ વિનાનો છે, જે દૃઢ મનવાળો અને પૂર્ણ ભક્તિવાળો છે તે મ્હને પ્રિય છે. ૧૮-૧૯

**ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।**
**श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०॥**

અહીંઆ શીખવેલા આ અમૃતરૂપી જ્ઞાનનું જેઓ શ્રદ્ધાથી પાન કરેછે અને મ્હને પરમકલ્યાણ રૂપ માનેછે તે ભક્તો મ્હને અતિ પ્રિયછે. ૨૦

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योग-
शास्त्रे श्रीकृष्णार्जुनसंवादे भक्तियोगो
नाम द्वादशोऽध्यायः १२

આવી રીતે પ્રભુના ગાયેલા ઉપનિષદોમાં પ્રભુતત્વ સંબંધી
કર્મયોગ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુન સંવાદમાં ભકિતયોગ
નામનો બારમો અધ્યાય સમ્પૂર્ણ થયોછે.

  

# અધ્યાય ૧૩ મો. ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ.



**श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા:—**

**इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते ।**
**एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ १ ॥**

હે કુંતીપુત્ર ! આ શરીર ક્ષેત્ર કહેવાયછે, એને જે જાણે તેને ડાહ્યા પુરૂષો ક્ષેત્રજ્ઞ ક્ષેત્રને જાણનારો કહેછે. ૧

**क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।**
**क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥**

---

૧—સપ્તમ અધ્યાયમાં પ્રભુ પોતાની પરા શ્રેષ્ઠ અને અપરા કનિષ્ઠ શક્તિનુ વર્ણન કરી આવ્યા છે અને તે સ્વરૂપથી પોતાના સ્વરૂપનું નિરૂપણ કર્યું છે. વિરાટ સ્વરૂપ પણ પ્રભુનુંજ છે પણ જે બ્રહ્માંડમાં છે તેજ આ પિણ્ડમાં પણ છે એમ આ ૧૩ માં અધ્યાયમાં કહે છે. બ્રહ્માણ્ડમાં જેમ ક્ષર અક્ષર છે તેમ આ દેહમાં પણ ક્ષર અક્ષર છે. ક્ષરરૂપ ક્ષેત્ર દેહ છે. તે શુદ્ધ અને સંસારી બે પ્રકારનો છે. જેને આ ક્ષેત્રનું તથા પોતાના સ્વરૂપનું શરીરથી જુદા તરીકેનું જ્ઞાન નથી તે જીવ સંસારી છે. અને જેને આ ક્ષેત્રનું પોતાનું અને જીવનું જુદાપણાથી જ્ઞાન છે તે અને ક્ષેત્રજ્ઞ જીવ છે. શુદ્ધ ક્ષેત્રજ્ઞ કહેવાય છે. દરેક ક્ષેત્રમાં પ્રભુ, ક્ષેત્રજ્ઞ સ્વરૂપથી વિરાજે છે.

હે ભારત ! સર્વ ક્ષેત્રમાં મ્હને ક્ષેત્રને જાણનારો માન. ક્ષેત્રનું અને ક્ષેત્રને જાણનારનું જ્ઞાન, તેનેજ હું જ્ઞાન માનું છું. ૨

**तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।**
**स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ३ ॥**

તે ક્ષેત્ર શું છે, કેવું છે, કેવા વિકારવાળું છે, કયાંથી છે અને તે ક્ષેત્રને જાણનાર કોણ છે, અને તેની શકિત શું છે તે મ્હારી પાસેથી ટુંકામાં સાંભળ. ૩

**ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ।**
**ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥**

ઋષિયોએ વિવિધ છંદથી બહુ પ્રકારે તેનું ગાન (વર્ણન) કરેલું છે. અને દલીલવાળા તથા નિશ્ચયવાળાં બ્રહ્મસૂત્રના પદથી પણ તેનું ગાન કરેલું છે. ૪

**महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।**
**इंद्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ॥ ५ ॥**

**इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।**
**एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ६ ॥**

મહાભૂતો, અહંકાર, બુદ્ધિ, અવ્યક્ત ( પ્રકૃતિ ), દશ ઇંદ્રિયો અને એક મન તથા, શબ્દ, સ્પર્શ, રસ, ગંધ, આ પાંચ ઇંદ્રિયોના વિષયો; ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, શરીર, ચેતના, તથા ધીરજ; એ સર્વ ક્ષેત્ર અને તેના વિકારો ટુંકામાં કહ્યા. ૫-૬

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥
इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥
असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥

નમ્રતા, નિરભિમાન, કોઇને પીડા ન કરવી તે, ક્ષમા, સીધાપણું, ગુરૂની સેવા, પવિત્રતા, દૃઢતા, આત્મનિગ્રહ, ઇંદ્રિયોના વિષયો ઉપર વૈરાગ્ય, અહંકાર રહિતપણું, તથા જન્મ,

મરણ, વૃદ્ધાવસ્થા અને મંદવાડાનાં દુ:ખો તેમજ દોષોનું અવલોકન, પુત્ર, સ્ત્રી, અને ઘર ઇત્યાદિ પદાર્થોમાં આસક્ત અને તલ્લિન ન થવું તે, અને ધારેલા અને અણધારેલા બનાવોમાં હમેશાં ચિત્તની સમાનતા, અનન્ય યોગથી મ્હારામાં દૃઢ ભકિત, એકાંત જગ્યાનો આશ્રય, લોકોની સંગતમાં અપ્રીતિ, આત્મજ્ઞાનનું નિત્ય સેવન અને તત્વજ્ઞાનનાં પ્રયોજનનું સમજવું; આ સર્વનું નામ જ્ઞાન ( જ્ઞાનથયાના ચિન્હો ) કહેવાય છે, અને એ સિવાયનું બીજું સર્વ તે અજ્ઞાન જાણવું. ૭–૧૧

**ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वामृतमश्नुते ।**
**अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १२ ॥**

---

૧—બ્રહ્મવાદમાં વ્યકત ( આખોથી દેખાતો તે પદાર્થ ) અને અવ્યકત ( ન દેખી શકાય તે) રૂપથી સર્વત્ર પર બ્રહ્મજ સ્થિત છે આ સિદ્ધાન્ત છે. આ વાતને સાતમા અને નવમા અધ્યાયમાં સંક્ષેપથી જણાવી આવ્યા છીએ અને આ અધ્યાયમાં પણ સ્પષ્ટ રીતે તેજ પ્રતિ પાદન કરેછે. સર્વથી શ્રેષ્ઠ સર્વ કારણોનું પણ કારણ ફલ રૂપ શ્રી પુરૂષોત્તમ છે. અને તેને પ્રાપ્ત કરવાનું સાધન અને તે આ પુરૂષોત્તમના રહેવાનું સ્થાન તે અક્ષર બ્રહ્મછે. તેનેજ જ્ઞેય બ્રહ્મ પણ કહેછે. જ્ઞેય બ્રહ્મ પ્રભુનુંજ રૂપાન્તરછે. એનેજ અવ્યકત શબ્દથી બોલાવે છે. જેમ અક્ષર બ્રહ્મ પ્રભુનું સ્વરૂપ છે, અને અવ્યકત કહેવાય છે તેમ પ્રકૃતિ પણ પ્રભુનું રૂપાન્તર છે અને જાણીશકાતી નથી માટે અવ્યકત

જે જાણવા યોગ્ય છે અને જેને જાણવાથી મોક્ષ પમાય છે, તથા જે સત્ સ્પષ્ટ દેખાય તે અથવા અસત્, ( જે સ્પષ્ટ ન દેખાય તે ) કહેવાતું નથી તે અનાદિ પરમ્બ્રહ્મ વિષે હવે હું ત્હને કહુછું. ૧૨

---

કહેવાય છે. ક્ષેત્ર ( વ્યષ્ટિ અને સમષ્ટિરૂપ ) અને ક્ષેત્રના વિકાર તે બધું પ્રકૃતિ છે. અને સર્વત્ર દેહાદિમાં સ્થિતજે જીવો તે અક્ષર બ્રહ્મના અંશ છે, માટેજ કોઈક ઠેકાણે તેઓને અક્ષર અથવા બ્રહ્મ કહીદેછે.

ફલરૂપ પ્રભુ, સચ્ચિદાનંદ સ્વરૂપ છે. સત્, ચીત્, અને આનંદ, બે પ્રકારના છે, સ્વરૂપાત્મક અને ધર્માત્મક. આત્રણે આધિદૈવિકાદિભેદથી પાછા ત્રણ પ્રકારના છે. જેમ સૂર્ય અને સૂર્યનો પ્રકાશ બન્ને એકજ છે તો પણ સુયથી જુદી પ્રકાશની પ્રતીતિ થાયછે, તેવી રીતે સચ્ચિદાનંસ્વરૂપ પ્રભુથી તેમના ધર્મરૂપ સતચિત અને આનંદ, કોઈક વખતે ( સૃષ્ટિ અવસ્થામાં ) જુદા થાયછે. કારણકે જુદા થયા વિના એકલા સ્વરૂપથી ક્રીડા થઈ શકતી નથી. પ્રભુ પોતેજ અનેક રૂપ ધારણ કરીને ક્રીડા કરે છે, આ બ્રહ્મ વાદનું તત્વછે. સચ્ચિદાનંદ સ્વરૂપ પુરૂષોત્તમ આધિદેવિક પુરૂષ છે. શ્રીપુરૂષોત્તમનો અંશ, વિરાટ પુરૂષમાં અન્તર્યામી રૂપથી છે. શ્રી પુરૂષોત્તમનું રૂપાન્તર સચ્ચિદાનંદાત્મક અક્ષર બ્રહ્મ તે અધ્યાત્મિક પુરૂષ કહેવાય છે. અક્ષરનો અંશ વિરાટમાં રહેલો જે જીવ છે તેનાજ અંશ બધા દેહસ્થિત જીવો છે. અને વિરાટ પુરૂષ આધિભૌતિક પુરૂષ છે. તેનેજ ક્ષર કહેવામાં આવે છે. તે ક્ષર પુરૂષનાજ અંશાશ આ દેહો છે.

જેમ પ્રભુ પોતે વિરૂદ્ધ ધર્મોના આધાર છે, તેમ તેનો અંશ અથવા રૂપાન્તર અક્ષર બ્રહ્મ ( જ્ઞેય બ્રહ્મ ) પણ વિરૂદ્ધ ધર્મેનો આધાર છે.

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥

તેને સર્વત્ર હાથ પગ છે, તેને સર્વત્ર નેત્ર, શિર ને મુખ છે, તેને સર્વત્ર કાન છે, જગતમાં સર્વમાં તે વ્યાપી રહેલ છે. ૧૩

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १४ ॥

કોઇ પણ પ્રાકૃત ઇંદ્રિયો નહી છતાં પણ સર્વ ઇંદ્રિયોના ગુણોથી જે પ્રકાશે છે તથા સર્વનું પોષણ કરનાર છતાં જે આસક્તિ રહિત છે અને ગુણનો ભોકતા છતાં નિર્ગુણ છે. ૧૪

बहिरंतश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत् ॥१५॥

---

આ વાત ૧૨ માં શ્લોકથી ૧૬ માં શ્લોક સુધી સ્પષ્ટ કરે છે. આ ક્ષર અને અક્ષર બ્રહ્મનું જ્ઞાન થાય અને ત્યારેજ આવું જ્ઞાન થયાથી જીવનો મોક્ષ થાય છે. અર્થાત્ દુઃખમાત્રનો અભાવ થાય છે. જીવને પુરૂષોત્તમ પ્રાપ્તિ કરવાની લાયકાત થાય છે, કારણ કે શ્રી પુરૂષોત્તમ મુક્તનેપ્રાપ્ત કરવા લાયક છે, ને વાત ઉપનિષદોમાં પ્રતિપાદન કરેલી છે.

તે સર્વ પ્રાણીઓની બહાર તથા અંદર છે, વળી તે અચર તથા ચર છે; સૂક્ષ્મપણાને લીધે તે નહીં જાણી શકાય તેવું છે તે દૂર છે અને વળી પાસે છે. ૧૫

**अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।**
**भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥**

પ્રાણી માત્રમાં તે વહેંચાઇ ગયેલું નથી છતાં વહેંચાઇ ગયેલું હોય તેમ દેખાય છે. તેને પ્રાણીમાત્રનું પોષણ કરનાર, સંહાર કરનાર અને ઉત્પન્ન કરનાર જાણવું. ૧૬

**ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।**
**ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥११॥**

તે પ્રકાશિત ચીજોનું પણ પ્રકાશ છે, અને અંધકારથી પર કહેવાય છે. તે જ્ઞાન છે, જ્ઞાન કરવાની વસ્તુ છે, જ્ઞાનથી જાણી શકાય એવું છે અને સર્વના હૃદયમાં રહેલું છે. ૧૭

**इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।**
**मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १८ ॥**

આ પ્રમાણે ક્ષેત્ર, જ્ઞાન તથા જ્ઞાનનો વિષય ટુંકામાં કહ્યો. આ જાણીને મ્હારો ભક્ત મ્હને પામેછે. ૧૮

**प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।**
**विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥१९॥**

પ્રકૃતિ અને પુરૂષ બંનેને પણ અનાદિ[1] જાણ; અને વિકારોને તથા ગુણોને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જાણ. ૧૯

**कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।**
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥**

કાર્ય અને કારણને ઉત્પન્ન કરવામાં પ્રકૃતિ એ હેતુ કહેવાય છે, અને સુખ દુઃખ ભોગવવામાં પુરૂષ જીવ એ હેતુ કહેવાય છે. ૨૦

**पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।**
**कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥**

---

૧—પુરૂષોત્તમ, અક્ષર બ્રહ્મ, કાલ, પ્રકતિ અને પુરૂષ, આ પાંચ જગતના કારણ છે. અને સર્વથી પૂર્વમાં પ્રકાશમાન થાય છે કોઈથી પણ તેઓની આદિ પણું જાણ્યું નથી માટેજ તે અનાદિ છે. પ્રકૃતિ અને પુરૂષ જોકે અક્ષરનાજ રૂપાન્તર થયા છે તો પણ તેઓનું આદિપણું જીવથી જાણવુ અશકય છે,માટે તે અનાદી કહેવાય છે. જેમકે દેવતાઓ મરે છે છતાં તેઓનું મૃત્યુ આપણે જોઈ શકતા નથી માટે તે **અમર** કહેવાય છે તેમજ પ્રકૃતિ પુરૂષ અનાદિ કહેવાય છે.

૨—અવિદ્યાના પાંચપર્વોજે દેહાધ્યાસ (દેહને પોતાનું સ્વરૂપ સમજવું એવી ઉલટી સમજણ) ઇંદ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ, અંતઃકરણા

પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા ગુણોને પ્રકૃતિમાં ( દેહમાં ) રહેલો પુરૂષ ભોગવે છે. ગુણોમાં આસક્તિને લીધે સારા અને નરસા ગર્ભોમાં તેને જન્મ લેવો પડેછે. ૨૧

**उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ।**
**परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ।।२२।।**

આ દેહમાં જે ઉત્તમ પુરૂષ અન્તર્યામી છે તે સર્વને જોનાર, અનુમોદન આપનાર, રક્ષણ કરનાર, ભોગવનાર, પરમ ઇશ્વર અને પરમાત્મા કહેવાયછે. ૨૨

**य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।**
**सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ।। २३ ।।**

જે આ પ્રમાણે પુરૂષને અને ગુણો સહિત પ્રકૃતિને જાણે છે તે ગમે તે સ્થિતિમાં હોય તોપણ તે ફરીથી જન્મ લેશે નહીં. ૨૩

**ध्यानेनात्मनि पश्यंति केचिदात्मानमात्मना ।**
**अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ।। २४ ।।**

---

ધ્યાસ અને સ્વરૂપને ભુલી જવું તે, કહેવાય છે એના દ્વારા જીવને ગુણોમાં સાત્વિક આદિ વિષયોમાં આસક્તિ થાય છે. આસક્તિને લીધે તેને અનેક યોનિઓમાં જન્મ લેવો પડે છે.

કેટલાએક ધ્યાનથી, બીજા સાંખ્ય યોગથી અને બીજા કર્મયોગથી આત્માને અંતઃકરણમાં આત્મા વડે જુએછે. ૨૪

**अन्ये त्वेवमजानंतः श्रुत्वान्येभ्य उपासते ।**
**तेऽपि चातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥**

કેટલાએક આ પ્રમાણે જાણતા ન હોવાથી બીજાઓ પાસેથી સાંભળીને તેને ઉપાસેછે; અને સાંભળ્યા પ્રમાણે કરવાથી તેઓ પણ મૃત્યુને તરી જાયછે. ૨૫

**यावत्संजायते किंचित्सत्वं स्थावरजंगमम् ।**
**क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥**

જે કંઇ સ્થાવર કે જંગમ પ્રાણી ઉત્પન્ન થાયછે તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ ( ક્ષેત્રને જાણનારના ) સંયોગથી થાયછે, એમ હે ભારતોમાં ઉત્તમ ! તું જાણ. ૨૬

**समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् ।**
**विनश्यत्स्वविनश्यंतं यः पश्यति स पश्यति ॥२७॥**

જે પરમેશ્વરને સર્વ પ્રાણીઓમાં સમાન રીતે રહેલા જુએછે, અને જે વિનાશીમાં તેને અવિનાશી રૂપે જુએછે તેજ જુએછે. ૨૭

**समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।**
**न हिनस्त्यात्मनाऽत्मानं ततो याति परां गतिम् २८**

ઇશ્વર સર્વમાં સમાન રીતે રહેલા છે એમ જોઇનેજ
આત્માને આત્માથી હણતો નથી, તે ઉત્તમ ગતિને પામેછે.૨

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति ॥२९॥

પ્રકૃતિને ખરેખર સર્વ કાર્ય કરતી જે જુએછે અને
ત્માને અકર્ત્તા જુએછે તેજ જુએછે. ૨૯

यदा भूतपृथग्भावमेकस्थमनुश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥

જ્યારે પ્રાણીમાત્રના જુદાં જુદાં અસ્તિત્વોને તે એક
સમાઇ રહેલાં જુએછે અને તે એકમાંથીજ આ વિસ્તા
થયો છે એમ જે જુએછે તે બ્રહ્મને પામેછે. ૩૦

अनादित्वान्निर्गुणत्वात्परमात्मा[1]यमव्ययः ।
शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ॥३१॥

અનાદિ અને નિર્ગુણ હોવાથી આ અવિનાશી પરમાત્
શરીરમાં રહેલો છતાં, હે કુંતીપુત્ર ! તે કાંઇજ કરતો ન
કે લેપાતો નથી. ૩૧

---

૧—અન્તર્યામી.

**यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।**
**सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३२ ॥**

જેમ સર્વ ઠેકાણે વ્યાપી રહેલું આકાશ સૂક્ષ્મ હોવાથી લેપાયમાન થતું નથી, તેમ સર્વત્ર દેહમાં રહેલો આત્મા પણ લેપાતો નથી. ૩૨

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।**
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥३३॥**

જેમ એક સુર્ય આ આખા જગતને પ્રકાશ આપે છે, તેમ હે ભારત ! ક્ષેત્રજ્ઞ પણ સર્વ ક્ષેત્રને પ્રકાશ આપેછે. ૩૩

**क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।**
**भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥ ३४ ॥**

ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વચ્ચેનો આ ભેદ તેમજ પ્રકૃતિમાંથી પ્રાણી માત્રનો મોક્ષ કેમ થાય, તે બંનેને જેઓ જ્ઞાનદષ્ટિથી જાણેછે તેઓ પરમ પદને પામેછે. ૩૪

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञविभागयोगो नाम त्रयोदशोऽध्यायः ॥११॥**

આવીરીતે શ્રીભગવાને કહેલા ઉપનિષદોમાં બ્રહ્મવિદ્યાના કર્મયોગ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુન સંવાદમાં ક્ષેત્રક્ષેત્રજ્ઞ વિભાગયોગ નામનો તેરમો અધ્યાય સમ્પૂર્ણ થયો છે.

  

## અધ્યાય ૧૪ મો. ત્રિગુણવિભાગયોગ.

**श्रीभगवानुवाच । શ્રીકૃષ્ણ બોલ્યાઃ—**

**परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।**
**यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः॥१॥**

વળી હું ત્હને સર્વ જ્ઞાનથી ઉત્તમ એવું પરમ જ્ઞાન કહું છું જેને જાણવાથી સર્વ મુનીઓ અહીંથી પરમ સિદ્ધિ પામ્યા છે. ૧

**इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।**
**सर्गेऽपि नोपजायंते प्रलये न व्यथंति च ॥ २ ॥**

---

૧ તેરમાં અધ્યાયમાં સાંખ્ય અને વેદાન્તની દૃષ્ટિથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો વિચાર કર્યો. હવે આ અધ્યાયમાં એકજ પ્રકૃતિ થી અનેક જાતની પ્રભુની સૃષ્ટિલીલા કેમ ચાલે છે તે બતાવે છે. સજીવ સૃષ્ટિનો વિચાર ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો વિચાર છે. અને જ્યારે તે વિચાર સર્વ સ્થાવર પર્યંતનો કરવામાં આવે છે ત્યારે તેને ક્ષરાક્ષર વિચાર કહેવામાં આવે છે. વિશેષ કરીને આ અધ્યાયમાં સ્થાવર ( જડ દેખાતા પદાર્થો ) નો વિચાર આવે છે. ક્ષર અને અક્ષર બંને પ્રભુની પ્રકૃતિ ( રૂપાન્તર ) છે અને આ બન્નેથી જગત બને છે અને જીવિત રહે છે આ વિચાર સાતમાં અધ્યાયથી પ્રારમ્ભ કરી છે, અને ૧૩,૧૪, બન્ને અધ્યાયમાં તેનો વિશેષ ખુલાસો કર્યો છે.

આ જ્ઞાનનો આશ્રય કરીને મ્હારા રૂપને પામવાથી તેઓ બ્રહ્માંડની ઉત્પત્તિમાં પણ ઉત્પન્ન થતા નથી કે પ્રલય વખતે દુઃખ પામતા નથી. ૨

**मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।**
**संभवः सर्वभूतानां ततो भवति भारत ॥ ३ ॥**

મ્હારો ગર્ભાશય તે મહાન બ્રહ્મ છે અને તેમાં હું ગર્ભ મુકું છું. તેમાંથી હે ભારત ! સર્વ પ્રાણીઓનો જન્મ થાયછે. ૩

**सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः ।**
**तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥**

હે કુંતીપુત્ર ! સર્વ ગર્ભાશયોમાં જે જે આકૃતિયો ઘડાય છે તેઓનો મહાન ગર્ભાશય બ્રહ્મ છે અને તેઓને ગર્ભ આપનાર પિતા હું છું. ૪

**सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।**
**निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥**

સત્વ, રજસ, અને તમસ એ ગુણો પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા છે. હે મહાબાહો! તે ગુણો આ દેહમાં અવિનાશી દેહીને જીવાત્માને બાંધેછે. ૫

**तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।**
**सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥ ६ ॥**

આમાંથી સત્વગુણ મળ વિનાનો, પ્રકાશક અને શાંત હોવાથી, હે નિષ્પાપ ! ( અર્જુન ) સુખ અને જ્ઞાનની આસક્તિથી દેહીને બાંધેછે. ૬

**रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।**
**तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥ ७ ॥**

આસકિતના સ્વભાવવાળા રજોગુણને, હે કુંતીપુત્ર ! તૃષ્ણા અને આસક્તિનું મૂળરૂપ જાણ. તે ગુણ દેહીને કર્મની આશકિતથી બાંધેછે. ૭

**तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।**
**प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥**

અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો તમોગુણ સર્વ દેહીઓને મોહ ઉત્પન્ન કરનારો જાણ. હે ભારત ! પ્રમાદથી, આળસથી અને નિદ્રાથી તે સર્વને બાંધેછે. ૮

**सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।**
**ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥**

સત્વગુણ સુખમાં જોડેછે, હે ભારત ! રજોગુણ કર્મમાં જોડેછે અને તમોગુણ જ્ઞાનને ઢાંકી દઇને પ્રમાદમાં જોડેછે. ૯

**रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।**
**रजः सत्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥**

હે ભારત! કોઈ વખત રજોગુણ અને તમોગુણને દાબી દઈને સત્વગુણ પ્રબળ થાય છે, કોઇ વખત સત્વગુણ અને તમોગુણને દાબી દઈને રજોગુણ પ્રબળ થાયછે, અને કોઇ વખત સત્વગુણ અને રજોગુણને દાબી દઈને તમોગુણ પ્રબળ થાયછે. ૧૦

**सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।**
**ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ११**

જ્યારે આ દેહનાં સર્વ દ્વારોમાં (ઇન્દ્રિયો તથા અંતઃકરણમાં) જ્ઞાનરૂપી પ્રકાશ પ્રકટ થાયછે ત્યારે સત્વગુણની વૃદ્ધિ છે એમ જાણવું. ૧૧

**लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।**
**रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥**

લોભ, પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશાંતિ ને ઇચ્છા, હે ભારતોમાં ઉત્તમ! (અર્જુન) જ્યારે રજોગુણ વૃદ્ધિ પામેછે ત્યારે ઉત્પન્ન થાયછે. ૧૨

**अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।**
**तमस्येतानि जायंते विवृद्धे कुरुनंदन ॥ १३ ॥**

હે કુરૂનંદન ! અંધકાર, જડતા, આળસ, અને મોહ એ તમોગુણની વૃદ્ધિ પામવાથી થાયછે. ૧૩

**यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।**
**तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥**

સત્વગુણની વૃદ્ધિ હોય તે સમયે જો દેહધારીના દેહનો નાશ થાય તો તે જીવ ઉત્તમ મુનીઓના નિર્મળ લોકને પામેછે. ૧૪

**रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।**
**तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥**

રજોગુણની વૃદ્ધિ હોય તે સમયે જો તેનો દેહ નાશ પામે તો તે કર્મની આસકિતવાળાઓમાં જન્મ લેછે, અને જો તમોગુણની વૃદ્ધિ હોય તે સમયે તેનો દેહ નાશ પામે તો મૂઢ પ્રાણીઓના ગર્ભ વિષે તે જન્મ લેછે. ૧૫

**कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्ममं फलम् ।**
**रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥**

સારાં કર્મોનું ફળ સાત્વિક અને નિર્મળ કહેવાય છે; રજોગુણવાળાં કર્મોનું ફળ દુઃખ છે; અને તમોગુણવાળાં કર્મોનું ફળ અજ્ઞાન છે. ૧૬

**सत्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।**
**प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥**

સત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાયછે, રજોગુણથી લોભ ઉત્પન્ન થાયછે, અને તમોગુણથી પ્રમાદ, મોહ અને અજ્ઞાન પણ ઉત્પન્ન થાયછે. ૧૭

**ऊर्ध्वं गच्छंति सत्वस्था मध्ये तिष्ठंति राजसाः ।**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः १८**

સત્વગુણમાં સ્થિત થયેલા ઉંચી ગતિને પામેછે, રજોગુણવાળા મધ્યમાં રહેછે અને નીચવૃત્તિમાં રહેલા તમોગુણવાળા નીચી ગતિને પામેછે. ૧૮

**नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।**
**गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥१९॥**

જ્યારે દ્રષ્ટા ( જીવ ) ગુણો સિવાય બીજા કોઇને કર્ત્તારૂપે દેખતો નથી અને ગુણો થકી પર એવા પરમાત્માને જાણેછે ત્યારે તે મ્હને પામેછે. ૧૯

**गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।**
**जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥**

જીવ જ્યારે દેહને ઉત્પન્ન કરનાર આ ત્રણ ગુણોને તરી જઇને જન્મ, મરણ વૃદ્ધાવસ્થા અને દુઃખથી મુક્ત થાયછે ત્યારે તે મોક્ષરૂપી અમૃતનું પાન કરેછે. ૨૦

**कैर्लिंगैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।**
**किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥**

હે પ્રભુ ! આ ત્રણ ગુણોને જે તરી જાયછે તેનાં શાં ચિન્હ હોયછે, તેનું વર્તન કેવું હોય છે અને આ ત્રણ ગુણોને તે કેવી રીતે તરી જાયછે ? ૨૧

**श्रीभगवानुवाच ॥** શ્રીભગવાન્ બોલ્યાઃ—

**प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ।**
**न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥२२॥**
**उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।**
**गुणा वर्तंत इत्येव योऽवतिष्ठति नेंगते ॥ २३ ॥**
**समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।**
**तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥२४॥**
**मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।**
**सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥**

હે પાંડવ ! જ્યારે ( સત્વગુણરૂપી ) પ્રકાશ, ( રજોગુણરૂપી પ્રવૃત્તિ, અને ( તમોગુણરૂપી ) મોહ પ્રાપ્ત હોય ત્યારે તેને જે પુરૂષ ધિક્કારતો નથી અથવા પ્રાપ્ત ન હોય ત્યારે તેની ઇચ્છા

કરતો નથી, જે ઉદાસીનની પેઠે રહીને ગુણોને લીધે ચળાયમાન થતો નથી, અને ગુણોજ કાર્ય કરેછે એમ સમજીને જે સ્થિર અને અચળ રહેછે; જેને સુખ દુઃખ સમાન છે, જેને પોતાનોજ આશ્રય છે, જેને માટી, પથ્થર અને સોનું સમાન છે, જેને પ્રિય અને અપ્રિય સરખાં છે, જે દૃઢ છે, જેને પોતાની નિંદા અને સ્તુતિ સમાન છે; જે માન અને અપમાનમાં સમાન છે, જે મિત્ર અને શત્રુ પ્રત્યે સમાન છે, જે સર્વ કાર્યના આરંભનો ત્યાગ કરેછે તે ગુણોને તરી ગયેલો કહેવાય છે. ૨૫

**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।**
**स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते २६**

---

૧—જ્યારે સ્ત્રી પોતાના ધણીના શિવાય અન્ય પુરૂષનું પણ સેવન કરે ત્યારે તે વ્યભીચારિણી કહેવાય છે તેમ જો જીવ પણ એક પુરૂષોત્તમના શિવાય બીજા દેવનું ભજન કરે તો તે વ્યભિચારી કહેવાય અને તેની તે ભકિત વ્યભિચારિણી કહેવાય છે. માટે જે એક પ્રભુના શિવાય અન્ય કોઇનું ભજન કરતા નથી એવા દૃઢ આશ્રય વાલા ભકતો પ્રકૃતિના ત્રણે ગુણોનો ત્યાગ કરીને અક્ષર સાયુજ્યને પામેછે, એટલે જીવનો જે આનંદ અંશ તિરોભૂત થઈ ગયો હતો તે પ્રભુની ભકિત કરવાથી પાછો તેને મલે છે માટે તે જીવ સચ્ચિદાનંદ રૂપ ધારણ કરીને અક્ષર પ્રાપ્તિ કરે છે, અક્ષરમાં મલી જાય છે.

જે મનુષ્ય ભકિતયોગે કરીને મ્હને એકલાનેજ સેવેછે તે ગુણોને તરી જઇને બ્રહ્મરૂપ થવાને યોગ્ય થાયછે. ૨૬

**ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च २७**

કારણ કે હું બ્રહ્મનું, મોક્ષરૂપી અવિનાશી અમૃતનું, નિત્ય ધર્મનું અને અનંત સુખનું ધામ છું.

---

૧—શ્રી કૃષ્ણ સ્વયં પરબ્રહ્મ અને પૂર્ણ પુરૂષોત્તમ છે આ વાત ગીતામાં ઘણે ઠેકાણે સ્પષ્ટ અક્ષરોથી કહેવામાં આવે છે આ શ્લોકમાં પણ તેજ વાતને દૃઢ કરે છે. ફલ રૂપ હોવાથી અથવા તો ફલને આપનાર હોવાથી શ્રી કૃષ્ણ જ પરબ્રહ્મ છે આ વાત આ શ્લોકમાંથી સ્પષ્ટ નિકલે છે. કેટલાક ( જ્ઞાનીઓ ) અગાધ જ્ઞાનનેજ પરમ ફલ માને છે માટે પ્રભુ આજ્ઞા કરે છે કે અપરિચ્છિન્ન ( માપતોલ ન થાય તેવા ) જ્ઞાન સ્વરૂપ અક્ષર બ્રહ્મનું મુલસ્થાન હું છું. કેટલાક હમેશને માટે દુઃખથી એકદમ છુટી જવું એટલે દુઃખાભાવનેજ પરમ ફલ કહે છે તેના માટે પ્રભુ આજ્ઞા કરેછે કે નિરંતર મોક્ષનુ પણ સ્થાન હું છું કેટલાક યજ્ઞોના ફલનેજ ઉત્તમ ફલ માને છે તેઓના માટે કહે છે કે સનાતન ધર્મનુ પણ નિવાસ મ્હારામાજ છે અને કેટલાક સુખ થવાને જ પરમ ફલ માને છે તેઓને દેખાવેછે કે કોઇ દિવસ ન ખુટે એવા નિત્ય સુખ ( અગણિતાનંદ ) નું ધામ પણ હું છું. માટે સર્વ ફલરૂપ હોવાથી એક શ્રી કૃષ્ણનું સેવન કરવું તેજ ગીતાનું તાત્પર્ય છે એમ માલુમ પડે છે.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे गुणत्रयविभागयोगोनाम चतुर्दशोऽध्यायः ॥१४॥

આવી રીતે શ્રીભગવાને કહેલા ઉપનિષદોમાં આત્મવિદ્યાના કર્મયોગ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદમાં ગુણત્રયવિભાગયોગ નામનો ચૌદમો અધ્યાય સમ્પૂર્ણ થયોછે.

  

# અધ્યાય ૧૫ મો. પુરૂષોત્તમયોગ.

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ બોલ્યાઃ—

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥

ઉંચે જેનાં મૂળ છે અને નીચે જેની શાખા છે એવો (સંસારરૂપ) અશ્વત્થ (પીપળાનું ઝાડ) અવિનાશી કહેવાયછે. વેદના મંત્રો તેનાં પાંદડાં છે, તેને જે જાણે તે વેદને જાણનારો છે. ૧

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखाः गुणप्रवृद्धा
विषयप्रवालाः । अधश्च मूलान्यनुसंत-
तानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥

નીચે અને ઉપર તેની શાખાઓ પ્રસરેલી છે, ગુણોથી તેનું પોષણ થાયછે, ઇંદ્રિયોના વિષયો તેના અંકુર છે અને મનુષ્ય લોકમાં કર્મમાં બંધન કરનારાં તેનાં મૂળ નીચે ઉગેછે. ૨

न रूपमस्येह तथोपलभ्यते नांतो न चा-
दिर्न च संप्रतिष्ठा । अश्वत्थमेनं सुविरू-
ढमूलमसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥

**ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तंति भूयः। तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥**

---

૧—આ પંદરમાં અધ્યાયમાં પ્રભુ પોતાના સ્વરૂપનું વર્ણન કરે છે. પ્રભુના સ્વરૂપ ત્રણ પ્રકારનાં છે. આધિદૈવિક, આધ્યાત્મિક, અને આધિભૌતિક. આધિદૈવિક સ્વરૂપ આપ પોતેજ છે, ફલ સ્વરૂપ છે, બીજા બંને સ્વરૂપોથી શ્રેષ્ઠ છે, અને અવતાર સમયે શ્રીકૃષ્ણ રૂપથી પ્રકટ થયાછે. બીજું આધ્યાત્મિક સ્વરૂપ અક્ષર બ્રહ્મછે. તે સમગ્ર જગત્નું કારણ છે. અક્ષર બ્રહ્મથી સમગ્ર જગતનો પ્રાદુર્ભાવ થાયછે. અને અક્ષર બ્રહ્મજ પ્રકૃતિથી બનેલા આ દેહમાં જીવરૂપથી સ્થિત છે. સમષ્ટિ અક્ષર બ્રહ્મ પ્રભુનુ નિવાસસ્થાન પણ ( ધામ ) છે. અને પ્રભુનું ત્રીજું સ્વરૂપ સમગ્ર જગત્ છે એને ક્ષર અને વિરાટ પણ કહે છે, એનેજ કેટલેક ઠેકાણે સત્ નામથી ઓળખાવે છે. જો કે ક્ષર પુરૂષમાં પણ સંપૂર્ણ ક્ષર ( વિરાટને ) ને ધારણ કરવા સારૂ અક્ષર બ્રહ્મનો પ્રવેશ છેજ તો પણ તેમા પ્રકૃતિનો ભાગ વધારે હોવાથી અને બ્રહ્માંશ ગુપ્ત હોવાથી તે ક્ષર કહેવાય છે ક્ષર બે પ્રકારનો છે, સમષ્ટિ અને વ્યષ્ટિ. સમષ્ટિ ક્ષર વિરાટ અથવા બ્રહ્માણ્ડ કહેવાયછે, અને વ્યષ્ટિ ક્ષર પ્રાણિઓના આ દેહને કહેછે. ક્ષરનું પરિવર્તન ( બદલવું ) થયા કરે છે માટેજ તેનુ નામ ક્ષર છે, આવી રીતે પ્રભુનાં ત્રણ સ્વરૂપ છે. આધિદૈવિક સ્વરૂપ ક્ષરાક્ષરાતીત પુરૂષોત્તમ શ્રીકૃષ્ણનું આ પન્દરમા અધ્યાયમાં છેલ્લી વખતે સ્પષ્ટ વર્ણન આવે છે. અધ્યાયના પ્રારંભમાં પહેલા શ્લોકમાં '**ऊर्ध्वमूल**' કહીને પુરૂષોત્તમનેજ આ સમગ્ર જગત

અહીં તેનું રૂપ, અંત, આદિ અને મધ્ય, જાણી શકાય તેમ નથી. આ દૃઢ મૂળવાળા અશ્વત્થને અનાસકિતરૂપી દૃઢ શસ્ત્રથી છેદીને, એવા માર્ગને શોધવો કે જ્યાં ગયેલા પાછા આવતા નથી, અને જ્યાંથી પૂર્વકાળની પ્રવૃત્તિ પ્રસરેલી છે; તેજ આદિ પુરૂષને હું શરણે છું. ૩-૪

---

વૃક્ષનું મુલ કહ્યુ છે. અને ચોથા શ્લોકમાં '**ततःपदं**' કહીને અક્ષર બ્રહ્મનું સુચન કર્યું છે. અને તેના જ ઉત્તરાર્ધમાં '**तमेव चाद्यं**' પદથી સર્વ મુલ પ્રભુને શરણે જવાનું કહ્યું છે.

પ્રથમ શ્લોકમા આ પ્રપંચનું વૃક્ષરૂપથી વર્ણન કીધું છે. આ વૃક્ષનું મુલ ( કારણનું પણ કારણ ) શ્રીપુરૂષોત્તમ છે, અને તે ઉર્ધ્વ છે અર્થાત્ સર્વથી શ્રેષ્ઠ છે. અને તેજ ભજનીય સ્વરૂપ છે એને શરણે જવાથીજ જીવને આ ત્રિગુણાત્મક જગતની મોહાત્મક આસકિત છુટીને મુકિત મલવાની છે. વિવિધ કર્મબંધનો થી બંધાયેલા બ્રહ્માદિ જીવોથી ભરાયેલા જે ચતુર્દશ લોક, તેજ આવૃક્ષની શાખાઓ છે. તે પ્રભુના કરતાં હલકા દર્જાની છે. પણ નીચે ઉપર સર્વત્ર ચૌદ લોકમાં ફેલાઈને રહી છે તે શાખાઓ સત્વ રજ અને તમ ત્રણ ગુણોથી વિસ્તારવાલી થાય છે અર્થાત આજીવ લોકની વંશપરંપરા જે આજ સુધી ટકી રહી છે તે આ ત્રણે ગુણોના માહાત્મ્યથીજ ટકી રહી છે. રૂપ, રસ, ગંધ, સ્પર્શ, અને શબ્દ આ પંચ ઇન્દ્રિયોના વિષય, શાખાઓના અંકુર છે. આ વિષયો જીવરૂપ શાખા ઓનું કર્મજલદ્વારા મનુષ્ય લોકમાં બંધન કરે છે. જ્યારે ઇન્દ્રિયોને ફલ તરીકે વિષયો પ્રાપ્ત થયા કરે છે ત્યારે તે ઇન્દ્રિયો કામ્ય કર્મોનો ત્યાગ કરતી નથી. પણ વિષયોના મોહમાં ( આસકિતમાં ) પડીને મરણ પર્યન્ત અથવા અનેક જન્મ પર્યન્ત

**निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः । द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥**

---

કર્મો કર્યાજ કરેછે. કામ્ય કર્મોનુ ફલ બે પ્રકારનુ છે, એક લૌકિક અને બીજું અલૌકિક. લૌકિક સુખ રૂપ ફલ સ્વર્ગાદિ લોકોમાં છે અને અલૌકિક સુખરૂપ ફલ આત્મસુખ છે. અન્તઃકરણના શુદ્ધ થવાથી જે આત્માનુ સુખ પ્રાપ્ત થાય છે તે અલૌકિક ફલ છે. તે બન્ને જાતના ફલોનુ નિરૂપણ કર્મકાણ્ડીય વેદસમુહ સ્વર્ગ શબ્દથી કરે છે. માટેજ પ્રથમ શ્લોકમાં વેદોને આવૃક્ષના પાંદડા કહ્યા છે વૃક્ષના પત્રો વૃક્ષની શોભા છે તેમ તે વૃક્ષના નીચે બેસનારાઓને છાયા દ્વારા વાસ્તવ સુખ પણ આપે છે.

કર્મ કાણ્ડના પરોક્ષ અર્થને જાણીને જે લોકો તેની પુષ્પ જેવી રમણીય વાણીમાં ફસાઈને કામ્ય કર્મ કરે છે તેને આપાતતઃ રમણીય દેખાતા અને વાસ્તવમાં જન્મ મરણના ચક્કરમાં નાખનારા સ્વર્ગાદિલોકના વિષય સુખો ફલ તરીકે મલે છે. કિન્તુ જે ભાગ્યવાન પુરૂષો વેદના પરોક્ષ ( છુપેલો ) અર્થને જાણી લે છે. અને કોઈ જાતની કામના રાખ્યા વગર આસકિત મુકીને પ્રભુના માટે કર્મ કરનારા છે તે આત્મસુખરૂપ વાસ્તવ ફલને પ્રાપ્ત કરેછે.

જયારે જીવ કર્મોના જાલમાં ફસાઈ જાય છે ત્યારે તેનો આ જગત રૂપ વૃક્ષનું વાસ્તવ સ્વરૂપ દેખાતું નથી. અને આ જગત્ કયાંથી પ્રારમ્ભીને કયાં સુધી જશે તેની પણ તેને ખબર પડતી નથી. અન્તે આવૃક્ષ કયા જઈને અટકશે તેની પણ ગમ પડતી નથી તે વખતે એના મુળીયાં

અહંકાર અને મોહ રહિત, સંગના દોષને જીતનારા, પ્રભુમાં નિત્ય તલ્લીન રહેનારા, તૃષ્ણાઓથી નિવૃત્ત થયેલા, અને સુખ દુઃખરૂપી જોડકાંથી મુકત થયેલા જ્ઞાની પુરૂષો તે અવિનાશી પદને પામેછે. ૫

**न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।**
**यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥ ६ ॥**

ત્યાં સૂર્ય, ચંદ્ર અથવા અગ્નિ પ્રકાશતા નથી; જ્ઞાન કરાવી શકતા નથી. જ્યાં ગયા પછી જીવો પાછા આવતા નથી તે અક્ષર બ્રહ્મ મ્હારૂં પરમ ધામ છે. ૬

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**
**मनःषष्ठानींद्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥**

---

એવાં તો થાય છે. કે જીવ તેને કોઈ રીતે પણ કાપી શકતો નથી, માટે જીવને જોઈયે કે કર્મ બન્ધનને ફલમાં અનાસકિત ( વૈરાગ્ય )—રૂપ તલવાર થી કાપે. અને ત્યારબાદ પોતાનું મુલ અક્ષર બ્રહ્મને પ્રાપ્ત કરવાનો ઉપાય કરે. જ્યારે ઘણો કાલ વ્યતીત થઈ જાયછે અને કર્મ તથા તેના સંસ્કારો જામી જાય છે ત્યારે આ જગત રૂપ વૃક્ષ બદ્ધ જીવ માટે સંસાર મય થઈ જાય છે. આ સંસાર વૃક્ષના મુળીયાંઓને કાપવા માટે પ્રભુને શરણે જવું એજ મુખ્ય ઉપાય છે માટેજ કહ્યું કે '**तमेव चाद्यं पुरुषं प्रपद्ये.**'

મ્હારોજ અંશ મનુષ્ય લોકમાં સનાતન જીવ રૂપે થઇને, પ્રકૃતિમાં સ્થિત થયેલી મનસહિત ૭ ઇંદ્રિયોને પોતાના તરફ ખેંચેછે. ૭

**शरीरं यद्वाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।**
**गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥८॥**

ઇંદ્રિય આદિ સર્વ પદાર્થો કરતાં સમર્થ જીવ, જ્યારે શરીરને પ્રાપ્ત કરેછે અને જ્યારે તે તેનો ત્યાગ કરેછે, ત્યારે વાયુ જેમ પુષ્પ વિગેરેમાંથી ગંધ લઇ જાયછે તેમ તે આ ઇંદ્રિય સમૂહવાલા સૂક્ષ્મ દેહને લઇ જાયછે. ૮

**श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।**
**अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥**

કાન, આંખ, ત્વચા, જીભ, નાક, અને મનમાં પણ રહીને તે ઇંદ્રિયોના વિષયોને ભોગવે છે ૯

**उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितः ।**
**विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥ १० ॥**

ગુણોને આધીન થઇને જ્યારે તે જાય છે અથવા સ્થિત હોયછે અથવા ભોગવતો હોયછે ત્યારે તે આત્માને મૂઢ લોકો દેખતા નથી, પણ જ્ઞાનીઓ તેને દેખેછે. ૧૦

**यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।**
**यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥ ११ ॥**

યત્ન કરતા યોગીઓજ તેને આત્માને વિષે સ્થિર થયેલો જુએછે, પણ યત્ન કરતાં છતાં મૂર્ખ લોકો, મન શુદ્ધ ન હોવાથી એને દેખતા નથી. ૧૧

**यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।**
**यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् १२**

સૂર્યમાંથી નીકળતો જે પ્રકાશ આખા જગત્‌ને પ્રકાશિત કરેછે અને જે પ્રકાશ અગ્નિ અને ચંદ્રમાં છે તે પ્રકાશ મ્હારો જાણ. ૧૨

**गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।**
**पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः**

પૃથ્વીમાં પેસીને હું મારા પ્રાણરૂપ સામર્થ્યથી પ્રાણીમાત્રનું પોષણ કરૂંછું, અને રસને આપવાવાળો ચંદ્ર ( અથવા સ્વાદિષ્ટ સોમરસ ) થઇને હું સર્વ વૃક્ષોનું પોષણ કરૂંછું. ૧૩

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् १४**

હું વૈશ્વાનર ( જઠરાગ્નિ ) થઇને, પ્રાણીમાત્રના શરીરમાં રહીને, પ્રાણ અને અપાનની સાથે એક થઇને ચાર પ્રકારનું અન્ન પચાવુંછું. ૧૪

**सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञान-मपोहनं च । वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृ-द्वेदविदेव चाहम् ॥ १५ ॥**

હું સર્વના હૃદયમાં અન્તર્યામી રૂપથી રહેલો છું. સ્મૃતિ, જ્ઞાન અને તેઓનો અભાવ ( એટલે કે વિસ્મૃતિ અને અજ્ઞાન ) મ્હારાથીજ થાયછે. સર્વ વેદોમાં જાણવા યોગ્ય હું છું. વેદોનો કર્ત્તા અને વેદને જાણનારો પણ હું છું. ૧૫

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते १६**

આ લોકમાં બે પુરૂષ છે, વિનાશી અને અવિનાશી. વિનાશી તે સર્વ પ્રાણીઓ ( સમષ્ટિ અને વ્યષ્ટિ ) અને અવિનાશી તે અવિકારી અક્ષર બ્રહ્મ. ૧૬

**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥१७॥**

ઉત્તમ પુરૂષ તો ખરેખર બીજોજ છે, જેને પરમાત્મા એવું નામ આપ્યું છે. તે અવિનાશી ઇશ્વર ત્રણે લોકમાં વ્યાપી રહીને સર્વનું પોષણ કરેછે. ૧૭

[1]यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः १८

હું વિનાશીથી ઉત્તમ છું અને અવિનાશીથી પણ ઉત્તમ છું; માટેજ મ્હને જગત્માં ને વેદમાં પુરૂષોત્તમ કહેલો છે.૧૮

[2]यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

---

૧—૧૭ માં શ્લોકમાં પુરૂષોત્તમને પરોક્ષરીતે ગણાવ્યા તેમાં કોઇને સન્દેહ થાયકે તે પુરૂષોત્તમ કોણ તેને માટે પ્રભુ કહેછે.

૨—જેમ કર્મ, જ્ઞાન, અને ભકિત, ત્રણ માર્ગ તેમ:પ્રવાહ મર્યાદા અને પુષ્ટિ આ ત્રણ માર્ગો પણ છે. જે માર્ગમાં કેવલ ઈન્દ્રિય અને દેહને પોષવાની ખાતરજ વૈદિક કામ્યકર્મ અથવા તો લૌકિક કર્મો કરવામાં આવે તેને પ્રવાહ મા કહેવામાં આવે છે. તેનુ પરિણામમાં જન્મ મરણ રૂપ તૃતીય માગજ ફલ થાય છે. જે માર્ગમાં જ્ઞાનપૂર્વક ( કર્મની દેવતા, તેનો દ્રવ્યદિ ઉપકરણોને, તેના ફલને, તેનાં સાધનોને અને પોતાને પ્રભુમય જાણીને ' વેદોકત કર્મ કરવામાં આવે તે મર્યાદામાર્ગ કહેવાયછે, તેનું ફલ અક્ષર બ્રહ્મની પ્રાપ્તી છે. અને જે

જે જ્ઞાની પુરૂષ હુમ્ને આ પ્રમાણે પુરૂષોત્તમ જાણેછે તેજ હે ભારત ! સર્વનો જાણનારો હોઇ મ્હને સર્વ ભાવથી ભજેછે. ૧૯

---

માર્ગમાં પ્રભુનો અનુગ્રહજ સાધન અને ફલ થાય છે તેને પુષ્ટિમાર્ગ કહેવામાં આવેછે. પ્રભુના અનુગ્રહનુંજ બીજુ રૂઢ નામ પુષ્ટિછે. પ્રવાહમાર્ગમાં જીવ પણથી છુટતો નથી. કિન્તુ મર્યાદા અને અનુગ્રહ માર્ગમાં જીવ, જીવપણાથી છુટો થાય છે, માટેજ આ બન્ને માર્ગોનો છેડોછે અને તૃતીય ( પ્રવાહ ) માર્ગનો છેડો નથી. ત્રણે માર્ગમાં એક બીજાનું પરસ્પર મિશ્રણ થઇને અનેક માર્ગ થાય છે. ત્રણે માર્ગના જીવો તેઓના સાધન અને તેઓનાં ફલ, જુદાં જુદાં છે. પુષ્ટિ માર્ગ ( અનુગ્રહ માર્ગ ) બે પ્રકારનો છે મિશ્ર-અને-શુદ્ધ મિશ્ર મેળવણી વાલો પુષ્ટિ માર્ગ પણ ત્રણ પ્રકારનો છે. અનુગ્રહ મિશ્ર, પુષ્ટ, માર્ગ ( પુષ્ટિ પુષ્ટિ માર્ગ: ) મર્યાદા મિશ્ર પુષ્ટિ માર્ગ અને ત્રીજો પ્રવાહ મિશ્ર પુષ્ટિ માર્ગ. પ્રભુમાં સ્નેહ થવું તે અનુગ્રહનો જ્ઞાપક છે. એટલે બન્ને જીવનો પ્રભુમાં સ્નેહ દેખાતો હોય તેના ઉપર પ્રભુનો અનુગ્રહ છે એમ જાણવું. પ્રભુમાં સ્નેહ તો હોય પણ તે સ્નેહ સાધનો દ્વારા પ્રભુ મય સર્વપદાર્થોને જોવાથી પ્રભુના મહાત્મ્યને જાણવાથી થયો હોય તો તે જીવને અનુગ્રહ મિશ્ર પુષ્ટિ માર્ગી જાણવો. એટલેકે પુષ્ટિપુષ્ટ જાણવો તેવા જીવો સર્વજ્ઞ હોય છે. અર્થાત સર્વ પદાર્થોને પ્રભુરૂપ બ્રહ્મ જાણીને પ્રભુમાંજ સ્નેહ કરે છે. તે લોકો જાણેછે કે મ્હારો પ્રભુજ સર્વ છે તો સર્વના મુલ એવા પ્રભુમાંજ પ્રેમ કરવો યુકત છે. આ શ્લોકમાં પણ તેવા પુષ્ટિપુષ્ટ જીવોનુ વર્ણન છે એમ જણાય છે. આ શ્લોકમાં પ્રભુનુ કહેવાનું તાત્પર્ય એમ છે કે જે પુરૂષ અજ્ઞાની ઓની પેઠે સંસારીક

**इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ ।**
**एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥**

હે નિષ્પાપ ! આ ઘણોજ ગુહ્ય બોધ મેં ત્હને આ પ્રમાણે કર્યો છે. હે ભારત ! આ જાણવાથી મનુષ્ય બુદ્ધિમાન થાયછે, અને કૃતાર્થ થાયછે. ૨૦

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योग-
शास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगो
नाम पंचदशोऽध्यायः १२

આવી રીતે પ્રભુના ગાયેલા ઉપનિષદોમાં પ્રભુતત્વ સંબંધી
કર્મયોગ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુન સંવાદમાં પુરૂષોત્તમયોગ
નામનોપંદરમો અધ્યાય સમ્પૂર્ણ થયોછે.

  

---

મોહમાં ન ફસાઈને મને આવી રીતે એટલે કે અક્ષર અને ક્ષર આ બન્ને મ્હારા પ્રભુનુજ રૂપ છે એમ જાણે છે તે બ્રહ્મરૂપથીજ સર્વ પદાર્થોને જાણતો સર્વાત્મભાવથી મ્હારામાં સ્નેહ કરેછે.

# અધ્યાય ૧૬ મો. દેવાસુરસંપદ્વિભાગયોગ.



**श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યાઃ—**

**अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।**
**दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥**
**अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।**
**दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥**
**तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।**
**भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥**

---

૧—પંદરમાં અધ્યાયમાં પ્રથમ અહંતામમતાત્મક સંસાર વૃક્ષને, વૈરાગ્યથી તીક્ષ્ણ થયેલા જ્ઞાન શસ્ત્રથી છેદીને પરમ પદની પ્રાપ્તી કરી શકાય એમ કહ્યું. પછી તે પદ પ્રાપ્ત કરનાર જીવ પ્રભુનોજ સાક્ષાત અંશ છે એમ સ્પષ્ટ કર્યું. તે પછી હું ક્ષર અને અક્ષર બ્રહ્મ થી ઉત્તમ છું, સૂર્ય આદિ દેવો મ્હારીજ વિભુતિઓ છે માટે હુંજ પુરૂષોત્તમ છું એમ સપ્રમાણ નિરૂપણ કર્યું. હવે આ સોળમાં અધ્યાયમાં નવમ અધ્યાયમાં સંક્ષેપથી જણાવેલા પુરૂષોત્તમના જ્ઞાન અને ભક્તિના અધિકારી અને અનધિકારીઓનું નિરૂપણ કરેછે.

અભય, અન્તઃકરણને રાગદ્વેષ રહિત રાખવું તે શુદ્ધિ, જ્ઞાન અને કર્મ યોગમાં સ્થિરતા, દાન, સંયમ, યજ્ઞ, પ્રભુ-સંબંધી શાસ્ત્રનો અભ્યાસ, તપ, સીધાપણું, કોઇને દુઃખ ન દેવું, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, કપટરહિત હોવાપણું, પ્રાણીમાત્ર તરફ દયા, નિર્લોભ, નમ્રતા, લજ્જા, સ્થિરતા, સામર્થ્ય, ક્ષમા, હિંમત, શુદ્ધિ, દ્વેષરહિતપણું અને નિરભિમાન; હે ભારત! જેઓ દૈવી ગુણવાળા જન્મેલા છે તેઓમાં આ ગુણો હોયછે. ૧–૩

**दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।**
**अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥**

દંભ, મદ, અભિમાન, ક્રોધ, કઠોરતા અને અજ્ઞાન; હે પાર્થ! જેઓ આસુરી ગુણવાળા જન્મેલા છે તેઓમાં આ ગુણો હોયછે. ૪

**दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता ।**
**मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥ ५ ॥**

દૈવી ગુણો મોક્ષ આપનારા ગણાય છે અને આસુરી ગુણો બંધન કરનારા ગણાયછે. હે પાંડવ! તું શોક કર નહીં, તું તો દૈવી ગુણ સહિત જન્મેલો છે. ૫

**द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ॥**
**दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥६॥**

આ જગત્માં પ્રાણીની ઉત્પત્તિ બે પ્રકારની છે, દૈવી અને આસુરી. દૈવી મેં ત્હેને વિસ્તારથી કહી. હવે હે પાર્થ ! તું આસુરી ઉત્પત્તિ વિષે મ્હારી પાસેથી સાંભળ. ૬

**प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।**
**न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥७॥**

આસુરી પ્રકૃતિના માણસો યોગ્ય પ્રવૃત્તિને જાણતા નથી; તેમ તેમનામાં શુદ્ધિ, આચાર અને સત્ય પણ હોતાં નથી. ૭

**असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।**
**अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥**

---

૧—આ શ્લોકમાં માયાવાદી, જૈમિની, અને ચાર્વાકના મતને આસુર મત બતાવ્યા છે એમ સ્પષ્ટ છે, છતાં પણ કેટલાક આ શ્લોકને કેવલ ચાર્વાક મતનું વર્ણન કરનાર માનેછે. પણ તે વાત શ્લોકના શબ્દો થી નિકલતી નથી તેમાં તો સ્પષ્ટ ત્રણ મતોનું વર્ણન છે. જો કે માયાવાદી અને જૈમિનિના મતમાં કેટલોક અંશ વેદના અનુસારે છે માટે તેટલો અંશ ગ્રાહ્ય છે તો પણ વેદની મુખ્ય વાતોને નહી માનવાથી તેને આસુર મત કહ્યાં છે. વેદમાં દરેક ઠેકાણે જગતને બ્રહ્મરૂપ કહીને સત્ય બતાવ્યું છે. પણ માયાવાદીઓ તેને માયિક અને

તેઓ કહેછે કે જગત સત્ય નથી, અન્તે આ જગત ક્યાંઇ ઠહરશે નહી. તેમજ આ જગતનું કોઇ ઇશ્વર નથી. અને વિષયવાસનાઓને તૃપ્ત કરવા માટેજ આ ( જગત ) થયું છે, બીજા કોઇથી થયું નથી. ૮

**एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।**
**प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥**

---

અસત્ય કહે છે. વેદમાં અનેક ઠેકાણે કહયું છે કે આ જગત્ અન્તે બ્રહ્મમાં પ્રતિષ્ઠા ( મલવું ) ને પામશે, કિન્તુ જૈમિની કહે છે કે આ જગત્ ઇશ્વરમાંથી થયું નથી અને અન્તે ઇશ્વરમાં મલશે પણ નહી. ચાર્વાકતો સ્પષ્ટ કહે છે કે દેહ અને દેહના સુખ શિવાય કોઈ પણ ચેતન ઇશ્વર નથીં, આ જગત્ દેહની મોજમજા કરવા સારૂજ બનેલુ છે. માટે આ ત્રણે આસુર મત છે. બૃહસ્પતિ નામનો ચાર્વાક પંડિત દુર્યોધનનો મિત્ર હતો અને જેમિની શ્રીવ્યાસના શિષ્ય હતા, માટે તે પ્રભુના સમાન સમયમાં હતા અને તેથીજ તેના મતનું વર્ણન પ્રભુને કર્યું. પણ માયાવાદતો પ્રભુની પછી થયો છે તો તેનું વર્ણન ગીતામાં કેમ આવે, આવી રીતે કોઈ પ્રશ્ન કરે તેનુ ઉત્તર એટલુજ જાણવું કે નાસ્તિક અથવા આસ્તિક બધા મત અતિશય જુના સમયનાછે સૃષ્ટિના પ્રારમ્ભ સમયમાંજ દેવ અને આસુર મતનો પ્રારમ્ભ થયો છે અને પ્રભુ સર્વજ્ઞ અન્તર્યામી છે માટે ભૂત ભવિષ્ય વાતોનું પણ વર્ણન કરે તેમાં આશ્ચર્ય અથવા તો પ્રશ્ન કરવા જેવુ છેજ નહીં.

આવા વિચારો પકડી રાખીને, અલ્પ બુદ્ધિવાળા અ-વિનાશ પામેલાઓ ઉગ્ર કર્મ કરનારા હોવાથી દુનિયાનો નાશ કરવા માટે શત્રુરૂપે ઉત્પન્ન થાયછે. ૯

**काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।**
**मोहाद्गृहीत्वासद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥ १० ॥**

પૂર્ણ ન થાય એવી તૃષ્ણાનો આશ્રય કરીને, દંભ, માન અને મદવાળા તેઓ મોહથી પાપી વિચારો કરીને અપવિત્ર નિશ્ચયથી કાર્ય કરેછે. ૧૦

**चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ॥**
**कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥**
**आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।**
**ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥**

મૃત્યુથી જેનો અંત આવે એવી અમાપ ચિન્તામાં પડેલા, વિષયો ભોગવવા એજ જેઓ ઉત્તમ માનેછે અને એજ ખરૂ છે એવા નિશ્ચયવાળા, આશાના સેંકડો પાશથી બંધાયેલા, અને કામ તથા ક્રોધને આધીન, તેઓ ઇંદ્રિયોના વિષયો ભોગવવા માટે અન્યાયથી દ્રવ્યનો સંચય કરવા યત્ન કરેછે. ૧૧-૧૨

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥१४॥

आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो
मया । यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानवि
मोहिताः ॥ १५ ॥

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥ १६ ॥

આજે આ મેં પ્રાપ્ત કર્યું, આ મનોરથને સિદ્ધ કરીશ. આ ધન મ્હારૂં છે, વળી આ પણ મ્હને મળશે. આ શત્રુને મે હણ્યો છે, બીજાઓને પણ હાણીશ. હું ઇશ્વર હું બધા કામ કરવાનું સામર્થ્ય ધરાવનાર છું. હું ભોગ ભોગવનાર છું, હું સિદ્ધ છું અને હું બળવાન તથા સુખી છું; હું ધનાઢ્ય છું, હું ઉત્તમ કુળવાળો છું, મ્હારા જેવો બીજો કોણ છે ? હું યજ્ઞ કરીશ, દાન આપીશ, આનંદ કરીશ. આવી રીતે અજ્ઞાનથી મોહ પામેલા લોકો, અનેક વિચારોથી મુંઝાઇને,

મોહરૂપી જાળમાં સપડાઇને, કામ ભોગમાં આસકત થઇને અપવિત્ર નરકમાં પડેછે. ૧૩–૧૬

**आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।**
**यजंते नाम यज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥ १७ ॥**

પોતાની મેળે પોતાને મ્હોટા માનનારા, હઠીલા, ધનના અભિમાન અને મદવડે યુકત હોવાથી તેઓ દેખાવ કરવા માટેજ, શાસ્ત્રોના વિધિથી વિરૂદ્ધ, માત્ર નામના યજ્ઞોવડે દેવોની પૂજા કરે છે. ૧૭

**अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।**
**मामात्मपरदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः ॥ १८ ॥**

અહંકાર, બળ, અવગણુના, કામ અને ક્રોધનો આશ્રય કરીને આવા દ્વેષી મનુષ્યો પોતાના અને પારકાના દેહ વિષે રહેલો જે હું તેનો તિરસ્કાર કરેછે. ૧૮

**तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।**
**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥**

ક્રૂર, જગતના મનુષ્યોમાં અધમ અને પાપી એવા આ દ્વેષી પુરૂષોને હું આસુરી ગર્ભમાં નિરંતર ફેંકું છું. ૧૯

**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।**
**मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् २०**

કુંતીપુત્ર ! આસુરી ગર્ભને પામેલાં, અને જન્મોજન્મ મોહ પામેલા તેઓ મ્હને પામ્યા સિવાય અધોગતિને પામેછે.૨૦

**त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।**
**कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ।**

પોતાને નાશ કરનારૂં આ નરકનું દ્વાર ત્રણ પ્રકારનુ છેઃ- કામ, ક્રોધ અને લોભ તેટલા માટે આ ત્રણને મનુષ્યે તજવા.

**एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ।**
**आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् २२**

હે કુંતીપુત્ર ! અંધકારનાં આ ત્રણ દ્વારથી મુક્ત થ[illegible] મનુષ્ય પોતાનું કલ્યાણ કરેછે અને ઉત્તમ ગતિને પામેછે. [illegible]

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् २[illegible]**

શાસ્ત્રના નિયમોને ત્યાગ કરીને, જે તૃષ્ણાઓથી [illegible] વર્તે છે તેને સિદ્ધિ, સુખ કે ઉત્તમ ગતિ મળતાં નથી

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।**
**ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि २[illegible]**

તેટલા માટે શું કરવું ને શું ન કરવું તેમાં, ત્હારે શાસ્ત્રને પ્રમાણરૂપ ગણવાં. અને શાસ્ત્રમાં કહેલા નિયમ જાણીને આ જગત્માં ત્હારે કર્તવ્યકર્મ કરવું. ૨૪

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभागयोगोनाम
षोडशोऽध्यायः ॥ १६ ॥

આવીરીતે શ્રીભગવાને કહેલા ઉપનિષદોમાં બ્રહ્મવિદ્યાના કર્મયોગ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુન સંવાદમાં દૈવાસુરસંપત્ વિભાગયોગ નામનો સોલમો અધ્યાય સપુર્ણ થયો છે.

  

# અધ્યાય ૧૭ મો. શ્રદ્ધાત્રયવિભાગયોગ.



अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યા:—

**ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयान्विताः ।**
**तेषां निष्ठा तु का कृष्ण सत्वमाहो रजस्तमः ॥१॥**

આલસ્યથી અથવા બ જા કોઈ કારણથી શાસ્ત્રના નિયમોનો ત્યાગ કરીને, પણ પરેપુરી શ્રદ્ધાથી, જેઓ યજ્ઞ કરેછે તેઓની સ્થિતિ હે કૃષ્ણ ! કેવી જાણવી ? સાત્વિક, રાજસી કે તામસી ? ૧

श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન્ બોલ્યા:—

**त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा[1] ।**
**सात्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥२॥**

---

૧—સોલમાં અધ્યાયમાં દૈવી અને આસુરી જીવોમાં કેવો ફેરફાર હોય છે તે બતાવ્યો હવે આ અધ્યાયમાં તે ફેરફાર કયા કારણથી થાય છે તે કારણ બતાવે છે જોકે સાતમા અધ્યાયમાં ભકત અને અભકત થવાનું કારણ 'प्रकृत्या नियताः स्वया ' ( ૭–૨૦ ) આ શ્લોકમાં પોત. પોતાની પ્રકૃતિ સ્વભાવજ મનુષ્ય મનુષ્યમાં ભેદ પાડનાર છે, એમ નિરૂપણ કરી આવ્યા છે તો પણ અહીં વિસ્તારથી તેનું વર્ણન કરે છે.

દેહીઓ ( જીવો ) ને સ્વભાવથીજ ઉત્પન્ન થયેલી ત્રણ પ્રકારની શ્રદ્ધા હોયછે; સાત્વિક, રાજસી અને તામસી, તે વિષે સાંભળ. ૨

**सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत।**
**श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ३**

---

મનુષ્યોને જુદા જુદા રસ્તા ઉપર દોરવનાર તેઓના અન્તઃકરણનો વિશ્વાસ હોય છે. જીવમાત્રના વિશ્વાસ, સાત્વિક રાજસ અને તામસ હોય છે, અને તે કારણથી તે જુદા જુદા રસ્તાઓ ઉપર જાય છે.

૧–પ્રભુમાં શ્રદ્ધા રાખનાર પ્રભુમય થઈ જાય છે, અને સંસારમાં શ્રદ્ધા રાખનારા સંસારમય થાય છે.

૨—અહીં એક પ્રશ્ન થાય છે કે જ્યારે સ્વભાવના અનુસારે સઉની શ્રદ્ધા થાયછે તો તે વિશ્વાસને કેવી રીતે સુધારી શકે તેના ઉત્તરમાં એમ સમઝવાનુ કે સત્વ, રજ, અને તમ, આ ત્રણે ગુણ પ્રકૃતિના છે, આત્માના નથી. પ્રકૃતિથી સમ્પૂર્ણ જડ સષ્ટિ બને છે માટે સમ્પૂર્ણ જડ સૃષ્ટિમાં ત્રણે ગુણો ફેલાઇ રહ્યા છે. દરેક પ્રાણીનું અન્તઃકરણ જડ પદાર્થોનું બનેલું હોવાથી તેમાં પણ ત્રને ગુણો હોય તે નિશ્ચિતજ છે, જીવ જ્યારે દેહમાં આવે છે ત્યારે તેને સઉથી બલવાન સંગ અન્તઃકરણનોજ થાયછે. અંતઃકરણના દઢસંગ થવાથી અન્તઃકરણના ગુણ દોષથી જીવમા પણ દોષ ગુણ આવી જાયછે. ખરાબ ( એટલે રજોગુણી તમોગુણી ) અન્તઃકરણ હોય તો જીવ દુષ્ટ થઈ જાયછે. અને જો અન્તઃકરણ સારૂં હોય તો જીવ પણ ઉત્તમ અધીકારી બને છે. સાત્વિક પદાર્થોનું નિરંતર સેવન કરવાથી અન્તઃકરણ, અને તેની સાથે તેની શ્રદ્ધા પણ

હે ભારત ! દરેકની શ્રદ્ધા તેના સ્વભાવ પ્રમાણે થાયછે. માણસ શ્રદ્ધાનો પુતળોછે; તેની જેવી શ્રદ્ધા તેવો તે હોયછે. ૩

---

સાત્વિક થઈ સુધરી જાય છે. અને રાજસ તામસ પદાર્થોનું નિરંતર સેવન કરવાથી અન્તઃકરણ અને તેની સાથે જીવ અને તેની શ્રદ્ધા પણ રાજસ તામસ થાય છે. સત્વાદી ગુણોમાં તથા અન્તઃકરણમાં ફેરફાર થવાના દશ કારણ શ્રીમદ્ભાગવતમાં કહ્યાં છે. 'आगमोऽपः प्रजा देशः कालः कर्मच जन्म च। ध्यानं मन्त्रोऽथ संस्कारो दशैते गुणहेतवः' ॥ સાત્વિક રાજસ તામસ. આમ ત્રિવિધ શાસ્ત્રે, ત્રણ પ્રકારના જલ, ત્રણ પ્રકારની પ્રજા, ત્રણ પ્રકારનો દેશ, ત્રણ પ્રકારનો કાલ, ત્રણ પ્રકારનું જન્મ. ત્રણ પ્રકારનું ધ્યાન, ત્રણ પ્રકારના મંત્રો, અને ત્રણ પ્રકારના સંસ્કારો, અન્તઃકરણના ગુણોને ફેરવી નાખે છે. વેદ શ્રીમદ્ભાગવત અને શ્રીમદ્ભાગવદ્ગીતા વગેરે શાસ્ત્રો સાત્વિક શાસ્ત્ર છે રાજનીતિ પ્રભૃતિના ગ્રન્થો રાજસ શાસ્ત્ર છે. અને મોહન મારણ ઉચ્ચાટન આદિના ગ્રન્થો તામસ શાસ્ત્ર છે. ગંગા યમુના પ્રભુનું ચરણામૃત વિગેરે જલ સાત્વિક જલ છે. શરબત મોસંબી વિગેરો જલ રાજસ છે. અને મદિરા પ્રભૃતિ તામસ જલ છે. વૈદિકપ્રજા આદિ સાત્વિક પ્રજા છે, કેવલ વ્યાપારી વર્ગ અને રાજ ખટપટી વર્ગ રાજસ પ્રજા છે. અને આલસુ જુગારીઓ વિગેરે પ્રજા તામસ છે. સંધ્યા હવન વેદાધ્યયન શાલા તીર્થ વિગેરે સાત્વિક દેશછે. હાઈકોર્ટ રાજધાની વિગેરે રાજસ દેશછે. અને કલાલની દુકાન મ્લેચ્છદેશ વિગેરે તામસ દેશ છે. પ્રાતઃકાલ, વ્યતીપાત આદિ સાત્વિક કાલ છે. બપોરથી સાયંકાલસુધી રાજસ સમય છે. અને રાત્રિના નવ વાગ્યાથી બેવાગ્યાસુધી તામસ કાલ છે. આત્માના કિંવા ધર્મના અનુકુલ કર્મ કરવા તે સાત્વિક કર્મ છે. પોતાના દેહના

यजंते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥ ४ ॥

સાત્વિક મનુષ્યો દેવોને પૂજેછે. રાજસી યક્ષ અને રાક્ષસોને પુજે છે. અને બીજા તામસી મનુષ્યો પ્રેત અને ભૂતગણને પૂજે છે.

---

સુખની ખાતર કર્મ કરવા તે રાજસ કર્મ છે. અને જુગાર રમવું જાલ ફરેબ કરવું તે તામસ કર્મ કહેવાય છે. જન્મ, તે દીક્ષા કહેવાય છે. વૈષ્ણવી દીક્ષા પ્રભૃતિ સાત્વિક દીક્ષા છે કામ્ય યજ્ઞાદિની દીક્ષા રાજસ દીક્ષા છે. અને શાક્ત શૈવ તથા ક્ષુદ્ર ભૂત પ્રેતાદિની દીક્ષા તામસ દીક્ષા છે. શ્રી વિષ્ણુનુ અથવા પ્રણવ આદિનું ધ્યાન તે સાત્વિક ધ્યાન છે. અને કામિની કિંવા વૈરીનુ ધ્યાન રાજસ છે અને ભૂત કલાલની દુકાન હિંસા પ્રભૃતિનુ ધ્યાન તામસ ધ્યાન છે. વૈષ્ણવ મંત્ર ગાયત્રી વિગેરે મંત્રો સાત્વિક મંત્ર છે. સ્વર્ગાદિ દેહ સુખની ખાતર જપ કરવામાં આવતા મંત્રો રાજસ છે. અને મારણ મોહન વિગેરેના મંત્રો તામસ મંત્ર છે. અન્તઃકરણને શુદ્ધ કરનારો સંસ્કાર સાત્વિક છે. રાજતંત્ર તથા દેહાદિથી સંબંધ રાખનારા સંસ્કારો રાજસ છે. અને ધૂતાદિના સંસ્કારો તામસ છે. આવી રીતે આ દશ કારણો અન્તઃકરણના ગુણોમાં ફેર ફાર કરનારા છે. જેને સત્વવૃદ્ધિ કરવી હોય, સાત્વિક શ્રદ્ધા કરવી હોય તે સાત્વિક દેશ કાલ દ્રવ્ય આદિનુ નિરંતર સેવન કરે આ દશ કારણોમાંથી ઘણા ખરા આ અધ્યાયમાં પ્રભુએ પોતે કહ્યાં છે.

अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ।
दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥
कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवांतःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥६॥

દંભ અને અહંકારયુકત થઇને, તેમજ તૃષ્ણા અને વાસનાના બળથી પ્રેરાઇને, જેઓ શાસ્ત્રમાં ન કહેલું એવું ઉગ્ર તપ કરે છે, અને જે મૂઢ પુરૂષો શરીરના મહાભુતોને અને તે શરીરમાં રહેલો જે હું તેને દુઃખ કરેછે, તેઓને આસુરી નિશ્ચયવાળા જાણ. ૫-૬

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥

સર્વને આહાર પ્રિય છે તે ત્રણ પ્રકારના છે; તેમજ યજ્ઞ, તપ ને દાન ત્રણ પ્રકારનાં છે. તેઓને આ ભેદ સાંભળ, ૭

आयुःसत्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्विकप्रियाः ॥ ८ ॥

જીવન, ઉત્સાહ, બળ, આરોગ્ય, સુખ અને આનંદને વધારનારા, સ્વાદિષ્ટ, ચીકાશવાળા, સારવાળા અને મનને રૂચે એવા આહારો સાત્વિક મનુષ્યોને પ્રિય હોયછે. ૮

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥

કડવા, ખાટા, ખારા, અતિ ઉના, તીખા, લુખા, દાહ કરનારા તથા દુઃખ, શોક અને વ્યાધિ ઉત્પન્ન કરનારા આહારો રાજસી મનુષ્યોને પ્રિય હોયછે. ૯

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥१०॥

ઘણા વખત પહેલાં રાંધેલું, સ્વાદ વિનાનું, સડેલું, દુર્ગંધવાળું, જમતાં બાકી રહેલું અને અશુદ્ધ ભોજન તામસી મનુષ્યોને પ્રિય હોયછે.

अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्विकः ॥११॥

શાસ્ત્રમાં કહેલી વિધિપ્રમાણે યજ્ઞ કરવોજ જોઇએ માટે, અને ફળની ઇચ્છા વિના જે કરાયો હોય તે યજ્ઞ સાત્વિક છે. ૧૧

**अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत्।**
**इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥**

ફળની ઇચ્છાથી અથવા કીર્ત્તિને માટે હે ભરત વંશમાં શ્રેષ્ઠ! જે યજ્ઞ કરાયછે તેને તું રાજસી જાણ. ૧૨

**विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।**
**श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥**

શાસ્ત્રની આજ્ઞાથી વિરુદ્ધ, અન્ન વિનાનો, મંત્ર વિનાનો, દક્ષિણા વિનાનો અને શ્રદ્ધા વિનાનો યજ્ઞ તામસી કહેવાયછે.૧૩

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।**
**ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥**

દેવ, દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ) ગુરૂ અને જ્ઞાનીનું પૂજન, શુદ્ધિ, સીધાપણું, બ્રહ્મચર્ય અને કોઇને પણ દુઃખ ન દેવું તે, એ શરીરનું તપ કહેવાયછે. ૧૪

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।**
**स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥**

કોઇને ઉદ્વેગ ન કરે તેવી, સત્ય, પ્રિય અને હિતકર વાણી, તથા શાસ્ત્રનો નિયમિત અભ્યાસ, એ વાણીનું તપ કહેવાયછે. ૧૫

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

મનની પ્રસન્નતા, સમાનતા, મૌન, આત્મસંયમ, અને સ્વભાવની શુદ્ધિ એ મનનું તપ કહેવાયછે. ૧૬

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकांक्षिभिर्युक्तैः सात्विकं परिचक्षते ॥१७॥

આવું ત્રણ પ્રકારનું તપ જો મનુષ્ય પૂર્ણ શ્રદ્ધાથી, ફળની આશા વિના અને એકાગ્ર મનથી કરે તો તે સાત્વિક કહેવાયછે.

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥

સત્કાર માટે, માન માટે, પોતે પૂજાય તે માટે અને દંભને માટે જે તપ થાય તે રાજસી, ચળિત અને ક્ષણિક કહેવાયછે. ૧૮

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

વિવેક રહિત દુરાગ્રહથી પોતાને પીડા કરીને અથવા પારકાનો નાશ કરવા અર્થે જે તપ કરાય છે તે તામસી કહેવાયછે. ૧૯

**दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।**
**देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम् ॥**

દેવુંજ જોઈએ એમ માનીને, જે પાછો ઉપકાર વાળી ન શકે તેવાને, યોગ્ય દેશ અને સમયમાં, યોગ્ય પુરૂષને જે દાન અપાયછે તે સાત્વિક કહેવાયછે. ૨૦

**यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।**
**दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥२१॥**

પાછો બદલો લેવાની ઇચ્છાથી અથવા ફળની ઇચ્છાથી કે ક્લેશ પામીને જે દાન અપાય છે તે રાજસી કહેવાયછે. ૨૧

**अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।**
**असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥**

અયોગ્ય દેશ અને કાળમાં, અયોગ્ય પુરૂષને, અનાદર અને તિરસ્કારથી જે દાન અપાય છે તે તામસી કહેવાયછે. ૨૨

**ॐ तत्सदिति[1] निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।**
**ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥२३॥**

---

૧—અહિં એક એવી શંકા થાય છે કે ભલે સાત્વિક કર્મ હોય તો પણ દ્રવ્ય દેશ કાલ, મંત્ર, કર્તા, વિગેરેમાં જો ભૂલ થઈ જાય તો પછી તે કર્મ વિગુણ હોવાથી ખરાબ ફલ આપેજ અને

ઓમ, તત્, સત્, એ ત્રણ પ્રકારનું નામ બ્રહ્મનું કહેલું છે. તે વડે પૂર્વે બ્રાહ્મણો, વેદો અને યજ્ઞોને સરજવામાં આવ્યા હતા. ૨૩

**तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपः क्रियाः ।**
**प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥२४॥**

તેટલા માટે યજ્ઞ, દાન અને તપની ક્રિયા શાસ્ત્રની વિધિ પ્રમાણે ઓમ્‌ના ઉચ્ચારથી બ્રહ્મને જાણનારાઓ નિત્ય કરેછે. ૨૪

---

ભૂલ થવી મનુષ્યાનો ધર્મ છે. માટે જેમ અગ્નિ ધૂમાડાથી તેમ કર્મ માત્ર દોષથી વિંટાયેલા હોવાથી તે ત્યાજ્ય ( છોડવા લાયક ) જ છે, તેના ઉત્તરમાં પ્રભુ સ્વયં આજ્ઞા કરે કે ૐ-તત્ અને સત્ આત્રણે પ્રભુના સ્વરૂપાત્મક નામ છે. આ ૐતત્સત્બ્રહ્મથીજ સૃષ્ટિના પ્રારંભમાં બ્રાહ્મણ વેદ અને યજ્ઞ ઉત્પન્ન થયા છે. કર્તા અને ઉચ્ચારક બ્રાહ્મણો ૐથી થયા. સાધન રૂપ અને ઉચ્ચાર્ય વેદો તત્થી થયા, અને અવશ્ય કાર્ય રૂપ યજ્ઞો સત્ બ્રહ્મથી થયા હતા. જો ૐતત્સત્ શબ્દોનું ઉચ્ચારણ કરીને ત્રણે કર્મો કરવામાં આવે, અને જો તેમ કોઈ જાતની ભૂલ પણ થાય તો આ ૐ તત્સત્ તે રૂપ બ્રહ્મના ઉચ્ચારથી, કર્તા કરણ ( વેદ ) અને કર્મોમાં બ્રહ્મનો આવેશ થાય છે અને તેથી તે સદ્કર્મમાં ભુલથી પ્રાપ્ત થયેલી વિગુણતા જતી રહેછે. આગલના શ્લોકમાં આ વાતનો વિશેષ ખુલાસો ચોખી રીતે કર્યોછે.

**तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।**
**दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः २५**

મોક્ષની ઇચ્છાવાળાઓ, તત્ના ઉચ્ચારથી અને ફળની ઇચ્છા રહિત, યજ્ઞ, તપ અને દાનની જુદી જુદી ક્રિયાઓ કરેછે. ૨૫

**सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।**
**प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥२६॥**

સત્ એ શબ્દ અસ્તિત્વ ( હોવાપણું ) અને ભલાઇ એ બન્ને અર્થમાં વપરાયછે; અને હે પાર્થ ! સત્ એ શબ્દ 'સારૂં કાર્ય' એ અર્થમાં પણ વપરાયછે. ૨૬

**यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।**
**कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥**

યજ્ઞ, તપ અને દાનમાં દઢતા તે પણ સત્ કહેવાયછે; વળી પરમાત્મા અર્થે જે કાર્ય કરાય છે તે પણ સત્ કહેવાયછે.૨૭

**अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।**
**असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥२८॥**

હે પાર્થ ! હોમ, દાન, તપ અથવા બીજું કોઇ પણ કાર્ય શ્રદ્ધા વિના કરેલું હોય તે અસત્ કહેવાયછે; અને તેનાથી આ લોકમાં કે પરલોકમાં લાભ નથી. ૨૮

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः ॥१७॥

આવીરીતે શ્રીભગવાને કહેલા ઉપનિષદોમાં બ્રહ્મવિદ્યાના કર્મયોગ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુન સંવાદમાં શ્રદ્ધાત્રય વિભાગયોગ નામનો સત્તરમો અધ્યાય સમ્પૂર્ણ થયો છે.

  

# અધ્યાય ૧૮ મો. સંન્યાસયોગ.



## अर्जुन उवाच। અર્જુન બોલ્યાઃ—

**[२]संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम्।**
**त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥**

---

૨—આ આઢારમો અધ્યાય આખી ગીતાનો ખુલાસો રૂપછે. એટલેકે ટીકારૂપ ઉપસંહાર છે. પ્રારમ્ભમાં અર્જુને પ્રભુને પ્રશ્ન કર્યો હતો કે 'હું યુદ્ધ કરૂં અથવા ન કરૂં યુદ્ધ કરવામાં મ્હારૂં શ્રેય છે કે યુદ્ધ નહિં કરવામાં તે મ્હને આપ કહો, હું આપનો શિષ્ય થાય છું.' તે અર્જુનના પ્રશ્નના અનુસારે પ્રભુએ અર્જુનને બે વાતો ઉપદેશી. એક સાંખ્ય માર્ગની અને બીજી કર્મયોગ માર્ગની. અને તે ઠીકજ છે, કારણકે સાંખ્ય માર્ગવાળી આત્મા અને અનાત્મ પદાર્થોનો વિવેક કરીને આવો નિશ્ચય કરે છે કે આત્મજ્ઞાન થયા પછી અનાત્મરૂપ કર્મો કરવાની જરૂર રહેતી નથી, અને તે નિશ્ચયના અનુસારે તે લોકો જ્ઞાન થયા પછી કર્મોનો પરિત્યાગ કરે છે. એનુંજ નામ તેઓના શાસ્ત્રોમાં ત્યાગ અને સંન્યાસ છે. જો કે ગીતામાં આ માર્ગનું ખંડન નથી તો પણ આ માર્ગને અત્યન્ત કઠણ હોવાથી અથવા તો ગમે તેમ પણ હલકો ગણ્યોછે. અને 'જ્ઞાન થયા પછી પણ કર્મો કરતાંજ રહેવું' આ માર્ગને વિશિષ્ટ ( ઉત્તમ ) ગણ્યો છે. તૃતીય અધ્યાયમાં પ્રભુએ કહ્યું છે કે 'લોકમાં બે પ્રકારની નિષ્ઠા ( જીવન ગાળવાના નિશ્ચય ) છે, એક સાંખ્ય યોગથી અને બીજી

આ આખી ગીતામાં આપે કર્મ કરવાનો આગ્રહ વિશેષ રાખ્યોછે તો પછી હે મહાબાહુ ! હે હૃષીકેશ ! હે કેશીને

કર્મયોગથી. જેઓને સંસારમાં વૈરાગ્ય છે તેવા આ આત્માના સબન્ધ વિનાની વસ્તુઓની પરીક્ષા કરીને કર્મોદ્વારા ચિત્ત શુદ્ધિ થયા પછી કર્મોનો પરિત્યાગ કરીને (સંન્યાસ લઈને) વિચાર પૂર્વક શ્રવણ મનન નિદિધ્યાસનથી આત્માની પ્રાપ્તિ (મોક્ષ) કરે છે. તેઓનુંજ નામ જ્ઞાનમાર્ગી છે. અને જે લોકો નિષ્કામ કર્મો દ્વારા ચિત્તશુદ્ધિ થયા પછી પણ લોકને કલ્યાણ માર્ગમાં પ્રેરવા માટે પોતે આસક્તિ રહિત થઈને જીવન પર્યન્ત કર્મો કર્યા કરે છે, તે કર્મયોગી કહેવાય છે. તે બન્નેને આત્માની (પ્રભુની) પ્રાપ્તિ થાય છે.

પણ તે બન્ને માર્ગમાં પ્રભુએ કર્મયોગ માર્ગને ઉત્તમ ગણ્યો છે. કારણકે કોઈ પણ દેહેન્દ્રિય વાળા પુરૂષને કર્મો કર્યા શિવાય એક ક્ષણપણ ચાલતું નથી. જ્ઞાની પુરૂષને પણ શરીર સમ્બન્ધી કર્મો તો કરવાંજ પડેછે. જ્યારે એક ક્ષણ પણ કર્મ કર્યા શિવાય ચાલવાનું નથી, ત્યારે જેમાં બીલકુલ કર્મનો ત્યાગ કરવામાં આવે છે તેવો જ્ઞાન માર્ગતો ભયાવહજ કહેવાય. કોઈ થી પણ ન બની શકે તેવો કહેવાય, અત્યન્ત અશકય કહેવાય, અને માટેજ જ્ઞાન માર્ગથી કર્મયોગ માર્ગને પ્રભુએ ઉત્તમ ગણ્યો છે. કર્મ માર્ગમાં સઉથી મ્હોટી ખોટ આ છે કે તે બન્ધન કરે છે. પણ તે કર્મોની બન્ધન કરવાની શકિતને દુર કરવા માટે પ્રભુએ એક યુકિત બતાવીછે. તે આ છે કે કર્મોની સાથે જ્ઞાન અને ભકિતનો યોગ કરવો. જ્ઞાન અને ભકિતના મેળથી કર્મની બન્ધન કરવાની શકિત જતી રહે છે. કર્મથી બન્ધન થવામાં ત્રણ કારણો મુખ્ય છે. ફલની આકાંક્ષા; કર્મમાં આસાકત, અને પોતાને સ્વતન્ત્ર

મારનારા ! હું સંન્યાસનું તત્વ તેમજ ત્યાગ શબ્દ, જે વેદ શાસ્ત્રોમાં ઘણે ઠેકાણે આવે છે તેનું તત્ત્વ જુદું જાણવા માગુંછું. ૧

---

કરનાર માનવું તે. આ ત્રણ કારણોથી કર્મ માર્ગમાં બન્ધન થાય છે. આ ત્રણે કારણોનો ત્યાગ કરવાથી કર્મો બન્ધન કરી શકતા નથી. એટલે કે કર્મમાંથી કર્મ પણું જતું રહેછે અને પછી તે અકર્મ, કર્મયોગ અથવા ભગવદ્ધર્મ કહેવાય છે.

જ્યાં સુધી કર્મનું ફલ મલતું નથી ત્યાંસુધી તૃષ્ણા ઓછી રહેછે. હજાર રૂપીઆ માટે ફાફા મારનાર માણસ તે મલે તેની પહેલાં હજાર રુપિઆને પોતાને માટે પુરતા સમજ તો હોય, તો પણ જ્યારે તે રૂપીઆ તેને મલી જાયછે ત્યારે પોતાની મેળે તેના મનમાં તેના થી વધારે ફલ, એક લાખ રૂપીઆ મેલવવાની ઈચ્છા ઉત્પન્ન થાય છે. પણ તે ઉપાય વિના મલતા નથી માટે તે બલાત્કારથી તે પ્રાપ્ત કરવા માટે કર્મ કરે છે. જ્યાં સુધી તે કર્મનું ફલ ( લાખ રૂપીઆ ) મલતું નથી ત્યાં સુધી કદાચિત્ તૃષ્ણા ઓછી હોય, પણ જ્યારે તે મલી જાય ત્યારે પાછી તેથી વધારે ફલ કરોડ રૂપીઆ પ્રાપ્ત કરવાની ઈચ્છા થયા વિના રહેતી નથી. આવી રીતે ઉત્તરોત્તર બધતાં વધતાં જો બ્રહ્મના પદ સુધી પહોંચી જવાય તો પણ ફલાંકાંક્ષા નિવૃત્ત થતી નથી. અને જ્યાં સુધી ફલાકાંક્ષા બની રહે છે ત્યાં સુધી માણસના કર્મ છુટવાના નથી, આવી રીતે કર્મમાં ફલાકાંક્ષા બન્ધન કરનાર છે.

જે જીવ પોતાને સ્વતન્ત્ર કર્તા માને છે તે કર્મ ફલને મુકી શકતો નથી. કારણકે તેમાં તેને દઢ મમતા થઇ જાયછે. અને જ્યારે કર્મ

ફલનો ત્યાગ કરી શકતો નથી ત્યારે તેને તે કર્મોથીં બન્ધન થયા વિના રહેતું નથી.

ફલની આકાંક્ષા અને પોતાને સ્વતન્ત્ર કર્તા માનવું આ બન્ને કર્મમાં આસકિત કરાવે છે. અને કર્માસકિતજ બન્ધન છે, આવી રીતે કર્મ માર્ગમાં જીવનો બન્ધન થવાનાં ત્રણ કારણો છે.

કર્મની સાથે જ્ઞાન અને ભકિતનો યોગ કરવાથી આ ત્રણે વાત નાશ પામેછે. સમગ્ર જગત બ્રહ્મમય ( પ્રભુમય ) છે, બ્રહ્મરૂપછે, એમ જાણવુ તે જ્ઞાન કહેવાય છે. એને માટેજ સર્વના મુલ કારણ એવાં પ્રભુમાં સ્નેહ કરવો તથા પ્રભુને અર્પણ કરીનેજ કર્મ કરવાં, પ્રભુજ સ્વતન્ત્ર કર્તા છે હું તેની આજ્ઞાનુસાર કર્મ કરનાર છું, એમ માનવું તેનું નામ ભકિત છે. સર્વત્ર બ્રહ્મબુદ્ધિ થવા થી. લાભ અલાભ બન્ને સરખા થઈ જાય છે. પ્રભુને સ્વતન્ત્ર કર્તા માનવાથી પણ લાભ અલાભ સરખા થઈ રહે છે. પ્રભુમાં સ્નેહ થવાથી ફલાસકિત અને કર્માસકિત જતી રહે છે. દ્વિતીય અધ્યાયના અન્તિમ ભાગથી પ્રારમ્ભીને સત્તરમાં અધ્યાય સુધી પ્રભુએ આ બન્ધનથી મુકિત થવાના આ ત્રણ ઉપાયોનુંજ દરેક અધ્યાયનાં અનેક વચનોથી, અનેક પ્રકારથી સ્પષ્ટરીતે નિરૂપણ કર્યુંછે. માટે કર્મ ત્યાગની, અથવા તો કર્મ સન્યાસની અપેક્ષા આવી રીતે પ્રભુમય સર્વ જગતને જાણીને, પ્રભુનેજ કર્તા કારયિતા માનીને પ્રભુને સર્વોત્તમ અને ફલરૂપ માનીને, પ્રભુના માટેજ કર્મ કરતા રહેવું તેજ ઉત્તમ માર્ગ છે. એને માટેજ પ્રભુએ આવી રીતે ભગવદ્ધર્મોનું આચરણ કરનાર જ્ઞાની ભકતને સર્વોત્તમ કહ્યા છે. જયારે આવી રીતે ભગવદ્ધર્મોને કરનારજ ઉત્તમ છે તો પછી. વેદ અને શાસ્ત્રોમાં સન્યાસ અને ત્યાગનું વર્ણન આવે છે તે કેમ, અને હવે ત્યાગ અને સંન્યાસ શબ્દનો અર્થ શો કરવો, આ પ્રશ્ન અર્જુનના હૃદયમાં ઉદ્ભવ

થવાથી તેણે પ્રશ્ન કર્યોછે. અને પ્રભુએ પણ અધ્યાયના પ્રારમ્ભમાં તેના પ્રશ્નના અનુસારે પ્રથમ ત્યાગ અને સન્યાસનો નિર્ણય કરીને પછી સમાપ્તિ પર્યંત ભગવદ્ધર્મોનુંજ વર્ણન કર્યું છે.

આ વાત ભગવદ્ભક્તને ખાસ ધ્યાનમાં રાખવાની છે કે ભગવચ્છાસ્ત્રમાં કોઈ ટેકાણે પણ કર્મનોં સ્વરૂપતઃ ત્યાગ કહ્યોજ નથી જો એમ હોય તો શ્રવણ આદિ ભગવદ્ધર્મોનો પણ ત્યાગ પ્રાપ્ત થશે કારણ કે તેમાં પણ વિધિ સ્પર્શ છે. ત્યાગ શબ્દ માત્ર આવવાથી બીવું નહિં. ત્યાગ શબ્દ **श्रुति स्मृति पुराण** વગેરે શાસ્ત્રોંમાં ઘણે ઠેકાણે આવે છે તેથી એમ નહિં સમજી લેવું કે શાસ્ત્ર, કર્મ છોડી દેવાનું કહે છે. કિન્તુ તાત્પર્યમાં દૃષ્ટિ રાકવી. દેવતાઓ પરોક્ષ પ્રિય હોય છે માટે શાસ્ત્રમાં અસલ મતલબ ઘણોજ ગૂઢ (છિપાયેલો) હોય છે. તે ખરો આશય દરેક ભગવચ્છાસ્ત્રોનું ઐકય કરવાથી પ્રકટ થાયછે. વેદમાં કોઈ જાતનો સન્દેહ હોય તો બ્રહ્મ સૂત્રોથી નિર્ણય કરવો. તેથી ન થાય તો ભગવદ્ગીતાથી સંદેહ દુર કરવો અને ભગદ્ગીતાની ટીકા શ્રીમદ્ભાગવત છે, તો વિશેષ સન્દેહ થતાં સર્વ નિર્ણાયક શ્રીમદ્ભાગતથી સર્વ સન્દેહોને દુર કરવા. આવી રીતે ચારે પ્રસ્થાનો ( **वेद, सूत्र, गीता भागवत,** ) **भगवच्छास्त्र** નું એકીકરણ કરીને જે ખાસ રહસ્ય કાઢવું તેનુંજ નામ મીમાંસા અથવા તો વિચાર છે-

જો કે વેદ, અને બ્રહ્મસૂત્રોમાં ત્યાગ શબ્દના અર્થ સ્પષ્ટ રીતે આવ્યો નથી પણ ભગવદ્ગીતામાં પ્રભુએ પોતાના મુખારવિન્દથી ત્યાગ શબ્દનો અર્થ સ્પષ્ટ કહી દીધો છે. તેમજ સંન્યાસ શબ્દનો પણ ખુલાસો પોતેજ કર્યો છે. તે આ અધ્યાયના દ્વિતીય શ્લોકમાં સ્પષ્ટ છે, અને આગલના ‘ **निश्चितं मतमुत्तमम्** ’ વિગેરે શ્લોકોમાં પણ છે.

શ્રીભગવાનુવાચ । શ્રીભગવાન્ બોલ્યાઃ—

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

ડાહ્યા પુરૂષોએ સકામ કર્મના ત્યાગને સંન્યાસ કહ્યો છે. વિચક્ષણ પુરૂષોએ સર્વ કર્મના ફળના ત્યાગને ત્યાગ કહ્યો છે. ૨

---

૧—જે લોકો કેવલ જ્ઞાનથી મોક્ષ માનનારા છે અથવા સંન્યાસ લીધા વિના મોક્ષ થવાનો નથી એમ માનીને બેઠા છે તે લોકોએ આ શ્લોકનો અર્થ ફેરવી નાખવા ઘણો પ્રયત્ન કર્યો છે, પણ ખરી રીતે જોતાં અર્થ ફેરવવાની કશી જરૂર જણાતી નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે '**लक्षणा सा न कर्तव्या कष्टेनार्थागमो यतः**' તેવી લક્ષણા ( અર્થ ફેર ) ન કરવી કે જેનાથી અર્થ વધારે કઠણ થઈ જાય. આ શ્લોકનો અર્થ અતિશય સરલ છે- સંન્યાસ અને ત્યાગનો ટુંકમાં પ્રભુએ સ્પષ્ટ અર્થ કર્યો છે.

એક સ્થલે વેદમાં કહ્યું છે કે 'જ્યાં સુધી જીવવું ત્યાં સુધી અગ્નિહોત્ર ( ઉપલક્ષણ વિધીથી દરેક યજ્ઞ યાગાદિ કર્મ ) કરવાં' બીજે ઠેકાણે વેદમાંજ કહ્યું છે કે ' જેને સ્વર્ગની કામના હોય તે યજ્ઞ કરે.' તેથી માલુમ પડે છેકે જે યજ્ઞયાગાદિ, કામના રાખીને કરવામાં આવે છે તે કામ્ય કર્મ છે અને જે કોઈ જાતની કામના નહીં રાખીને કરવામાં આવે છે તે નિત્ય કર્મ છે. કામ્ય અને નિત્ય કર્મોનેજ સ્મૃતિ ગ્રન્થોમાં પ્રવૃત્ત અને નિવૃત્ત શબ્દથી અને એનેજ સકામ અને નિષ્કામ કહ્યાં છે. કામના એટલે ફલમાં આસક્તિ રાખવી તે. ફલમાં આસક્તિ રાખવાથી કર્મ બન્ધન કરે છે તે અમે પહેલાં કહી આવ્યા

**त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिण:**
**यज्ञदानतप: कर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥**

---

છીયે. વેદ સઉને ઉત્તમ રસ્તો બતાવનાર છે માટે તે વન્ધન કરનાર કામ્ય કર્મોનો ઉપદેશ કરે તેમ બને નહિ, વેદનું ખરૂં રહસ્ય તો નિષ્કામ ( પ્રભુ પ્રીત્યર્થે ) કર્મ કરાવવાનું છે, તો પણ અબુધ અણ સમજી અનધિકારિયો નિષ્કામ કર્મ કરે નહી માટે તેને અધિકારી બનાવવા માટે પ્રયોગ ભેદ કરીને કેટલાક ઠેકાણે કામ્ય કર્મોનું પણ નિરૂપણ કરે છે. અનધિકારી પણ કમ કમથી નિષ્કામ કર્મ કરનાર થઈ જાય છે આ વાત અમે ' **त्रैगुण्यविषया वेदा:** ' આ શ્લોકની ટીપમાં કહી આવ્યા છીયે, તો હવે આ વાત સિદ્ધ થઇ ગઇ કે વેદનું અસલ તાત્પર્ય નિષ્કામ ( પ્રભુ પ્રીત્યર્થ ) કર્મ કરાવવનુંજ છે, અને તે પણ જયાં સુધી જીવવું ત્યાં સુધી કર્યાજ કરવાં. જેવી રીતે વેદ, જીવન પર્યન્ત કર્મ કરવાનું કહે છે તેમ કેટલેક ઠેકાણે એમ પણ કહે છે કે ' કેટલાક ત્યાગ-થીજ મોક્ષને પ્રાપ્ત થયા છે ' 'સંન્યાસ રૂપ ઉપાયથી યોગીઓ પોતાના અન્તઃકરણને નિર્મલ કરે છે. ' તોહવે પ્રશ્ન થાય છે કે જયારે જીવન પર્યંત કર્મ કરવાનું નિશ્ચિત છે તો પછીવેદોકત આ સંન્યાસ અને ત્યાગ શબ્દનો અર્થ શું હશે, તેના ખુલાસામાં પ્રભુ પોતે કહે છે કે ' **काम्यानां** ?

અર્થાત્ સંન્યાસ શબ્દનો આ અર્થ નથી કે કર્મો છોડી મુંગા બેસી રહેવું અને વેદની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું, કિન્તુ સંન્યાસ શબ્દનો ખરો અર્થ આ છે કે ' કામ્ય કર્મો નંહિ કરવાં.' અને ત્યાગ શબ્દનો પણ અર્થ આ છે કે ' કામ્ય હોય અથવા નિત્ય કર્મ હોય પણ બન્ને જાતના કર્મોનું ફલ છોડી દેવું.

કોઇ ડાહ્યા પુરૂષો એમ કહેછે કે સર્વ કર્મોને દોષવાળાં જાણીને તજવાં; બીજાઓ કહેછે કે યજ્ઞ, દાન અને તપના કાર્યો તજવાં ન જોઇએ.૩

---

જ્ઞાનની પૂર્વ અવસ્થામાં નિત્ય કર્મોનું વાસ્તવ ફલ ચિત્તશુદ્ધિ વગેરે હોય છે, અને જ્ઞાન થયા પછી નિત્ય કર્મોનું વાસ્તવ ફલ કેવલ લોકસંગ્રહ અને તે દ્વારા પ્રભુની પ્રીતિજ હોય છે. પણ પ્રભુના ખરા ભક્તે તો તે નિત્ય કર્મ ના ફલનો પણ ત્યાગ કરવો. અહીં એમ પ્રશ્ન થઇ શકે છે કે પ્રભુની પ્રીતિ તો ભકતને પણ જોઈયે પછી તો આવા ફલનો પણ ત્યાગ કરવો એમ કેમ કહો છો, તો તેનું ઉત્તર એટલુંજ કે કોના ઉપર પ્રસન્ન થવું, અને કોના ઉપર નહીં પ્રસન્ન થવું, આ ભગવદ્ધર્મ છે. અને તે પ્રભુની મર્જી ઉપર છે. તેમાં ભકતનો દાવો નથી. ભકતનો ધર્મ તો આ છે કે તે કોઈ જાતની કામના રાખ્યા શિવાય પ્રભુની આજ્ઞા પ્રમાણે વર્તે.

ખરી રીતે જોતાં તો સંન્યાસ અને ત્યાગ શબ્દનો અર્થ આ છે કે બધા કર્મોનું પ્રભુમાં અર્પણ કરવું. અને તેજ ગીતામાં પ્રભુએ દરેક ઠેકાણે કહયું છે. અને તે ઠીક પણ છે.

એક વકીલે પોતાના નોકરને કહયું કે અલ્યા આ કાગલ નાખિ આવતો ! નોકરતો શબ્દનો યથાર્થ ઉપયોગ કરનાર હતો એટલે તે કાગલને બારીમાંથીં ગટરમાં નાખી આવ્યો. વકીલે પુછયું કે અલ્યા વ્હેલો કેમ આવતો રહ્યો, કાગલ કયાં નાખી આવ્યો નોકરે કીધું કે કાગલ નાખી આવ્યો. તમે નાખવાનું કીધુ હતું તે હું ગટરમાં નાખી આવ્યો.

આ વાત જો કે ખરી હોય કે ખોટી પણ આનાથી એટલો નિશ્ચય થાય છે કે જો કે તે નોકર કહ્યા પ્રમાણે કાગલ નાખી આવ્યો તો પણ

**निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तः ।**
**त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥४॥**

હે ભારતોમાં ઉત્તમ ! તે ત્યાગ વિષે મ્હારો નિશ્ચય સાંભળ. હે પુરૂષોમા વાઘરૂપ ! ત્યાગ ત્રણ પ્રકારનો કહેવાયછે. ૪

---

તેવું નાખવું વકીલને અભીષ્ટ ન હતું અને નોકરને તેવું કરવું ઉચિત ન હતું અને અસલ નાખેલું ત્યારે કહેવાતું કે તે કાગલને પોષ્ટના બંબામાં નાખી આવતો જો કે ગટરમાં નાખવું પણ નાખેલું કહી શકાય તો પણ તે સારૂં નાંખેલું ન કહેવાય, તે પ્રમાણેજ કર્મ માર્ગમાં પણ સમજવું. એટલે કે લોકો કર્મના ફલનો ત્યાગ કરે છે તે પણત્યાગતો કહી શકાય, પણ ઉચિત ત્યાગ ન કહેવાય, જે લોકો કર્મનો ન્યાસ અથવા કર્મ ફલનો ન્યાસ કહે છે તે તેનો ન્યાસ જો કે ન્યાસ કહી શકાય તો પણ તે સમ્યક ( સારો, ) ન્યાસ નહિ કહી શકાય, સમ્યક ન્યાસ એટલે ખરો ત્યાગ ( સંન્યાસ ) ( ત્યાગ ) તો ત્યારેજ કહેવાય કે જ્યારે તે કર્મ અથવા કર્મનાં ફલ પ્રભુમાં અર્પણ કરાય, અને ગીતામાં પ્રભુના વચનોનું તાત્પર્ય જોતાં એમ જણાય છે કે બ્રહ્મના માટે, બ્રહ્મની પ્રસન્નતા મેળવવા માટે અથવા તો બ્રહ્મને અર્પણ કરીને જે કર્મ કરવામાં આવે છે અથવા તો ફલનું બ્રહ્મમાં અર્પણ કરીને જે કર્મ કરવામાં આવે છે તેનુંજ નામ કર્મયોગ, તેનુંજ નામ સંન્યાસ અને તેનુંજ નામ ત્યાગ કહી શકાય છે.

જો કે આ શ્લોકમાં જે કહયું છે તે સર્વજ્ઞ વિદ્વાનોનું મતછે તો પણ આગલના પોતાના મતના શ્લોકોનું તાત્પર્ય જોતાં સ્પષ્ટ જણાય છે કે આ મતમાં અને પ્રભુના મતમાં ભેદ નથી.

यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत्।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥

યજ્ઞ, દાન, તપ, એ કર્મોનો ત્યાગ કરવો જોઇએ નહીં પણ તે કરવાંજ જોઇએ; યજ્ઞ, દાન અને તપ ડાહ્યા પુરૂષોને પણ શુદ્ધ કરનારાં છે. ૫

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥

૧—વેદમાં અથવા તો સ્મૃતિ ગ્રંથોમાં જે યજ્ઞ દાન અને તપસ્યા રૂપ કર્મો કરવાં કહ્યા છે તે જો કે અક્ષર ઉપરથી જોતાં કોઇ જાતની કામનાઓ માટે કહ્યાં છે તેવાં લાગે છે પણ તે પરોક્ષ વાદ છે એમ અમે કહી આવ્યાછીયે તેથી તેઓનું તાત્પર્ય તો આવાં બન્ધન કરાવનાર કામ્ય કર્મોનો ત્યાગ કરાવવાનોજ છે એમ સમજવું.

જેમ વેદ અને શાસ્ત્રો કામ્ય કર્મોનું નિરૂપણ કરે છે તેમ ઘણે ઠેકાણે તેના ત્યાગ કરવાનું પણ કહે છે. જો કામ્ય કર્મોના ત્યાગ કરવાના વચનોને પ્રમાણ ગણીને કામ્ય કર્મોનો ત્યાગ કરીયે છીયે તો પ્રભુએ ચલાવેલું પરસ્પર ઉપકાર કરનારૂં યજ્ઞચક્ર બંધ પડી જાય છે ત્યારે પ્રભુ એનું સુંદર ઉત્તર આપે છે કે ‘ યજ્ઞ, દાન, અને તપ, વિગેરે બધા શાસ્ત્રોકત કર્મ કરવાં પણ આસકિત, ફલાશા, અને હુંજ કર્તા છું ’ આવું પોતાનું સ્વતન્ત્ર કર્તાપણું મુકીને કરવાં. કારણકે યજ્ઞ દાન તપ વિગેરે ધર્મો અન્ત;કરણને પવિત્ર કરનારા છે, તે કર્યા શિવાય ચિત્તની શુદ્ધિ થવાની નથી અને ચિત્તની શુદ્ધિ થયા વિના પ્રભુનું અને

પણ હે પાર્થ ! આ કર્મો આસકિત અને ફળનો ત્યાગ કરીનેજ કરવાં જોઇએ આ મ્હારો નિશ્ચય પૂર્વક અને ઉત્તમ મત છે. ૬

---

પ્રભુસંબંધી પદાર્થોનું જ્ઞાન થઈ શકતું નથી. જ્યાં સુધી સમગ્ર વિશ્વ પ્રભુમય બ્રહ્મમય ન દેખાય ત્યાં સુધી જ્ઞાન અને મોક્ષ થઈ શકતો નથી માટે યજ્ઞ અને દાનાદિકર્મ કરવાં જ જોઈએ પણ તેના ફલનો ત્યાગ કરવો, અને એનુંજ નામ સંન્યાસ અથવા તો ત્યાગ છે. જ્યારે ફલાશા મુકી દીધી ત્યારે પછી આજન્મ કર્મ કર્યા કરો તો પણ બાધ આવતો નથી.

કર્મમાં બન્ધન શકિત નથી કિન્તુ ફલાશામાં છે. અને પાપ પુણ્ય પણ કર્મમાં નથી કિન્તુ મનઃસંયોગમાં છે. સ્મૃતિ ગ્રંથોમાં એક દિવ્ય પ્રકરણ છે તેમાં કહ્યું છે કે પાપનો નિર્ણય કરતાં જો કદાચિત્ નિશ્ચય ન થઈ શકે તો પાપીને અમુક નિયમપ્રમાણે ઝેર ખાવ, જો તે મરી જાય તો જાણવું કે તે અપરાધી છે અને જો ન મરે તો તેને શુદ્ધ સમજવો. આવી વખતે ધર્મ શાસ્ત્ર કહે છે કે નિર્ણય કર્તા ( પરિષદ્ ) ને તે વખતે તે ઝેર થી મરનારની હત્યા લાગતી નથી. કારણકે તેનો મનઃસંયોગ હત્યામાં નથી કિન્તુ તેની શુદ્ધિમાં છે અને ન્યાયની શોધમાં છે માટે જ શાસ્ત્રોમાં ઘણે ઠેકાણે કહ્યું છે કે 'મનસેવ કૃતં પાપં ન શરીરકૃતં કૃતમ્ '' મન થી કરેલું પાપ ગણાય શરીર થી કરેલું ગણાતું નથી' એને માટે જ પ્રભુએ આગળ આજ્ઞા કરી છે કે '**हत्वापि स इमांन्लोकान्न हन्ति न निबध्यते.**' માટે ફલાશા, કર્મની આસકિત તથા પોતાનું સ્વતન્ત્ર કર્તૃત્વ, આ ત્રણે છોડીને યજ્ઞ, દાન, અને તપ આદિ કર્મ અવશ્ય કરવાં એમ પ્રભુનું નિશ્ચિત અને ઉત્તમ મત છે, અને એનું જ નામ ખરો સંન્યાસ કે ત્યાગ છે.

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥७॥

શાસ્ત્રમાં કરવાનાં કહેલાં કર્મોનો ત્યાગ કરવો યોગ્ય નથી; મોહથી તેનો ત્યાગ કરવો તે તામસી ત્યાગ કહેવાયછે. ૭

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ८

કર્મ દુઃખરૂપ છે એમ માનીને અને શરીરને દુઃખ થાય એવા ભયથી જે મનુષ્ય તેનો ત્યાગ કરેછે તે, રાજસી ત્યાગ કરીને ત્યાગનું ફળ પ્રાપ્ત કરતો નથી. ૮

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्विको मतः

હે અર્જુન! શાસ્ત્રમાં કહેલું કર્મ કરવા યોગ્યજ છે એમ વિચારીને, તથા ફળ અને આસક્તિનો ત્યાગ કરીને મનુષ્ય જે કર્મ કરેછે તે ત્યાગ સાત્વિક ગણાય છે. ૯

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्वसमाविष्टो मेधावी छिन्नसंशयः १०

સત્વગુણવાળો, બુદ્ધિમાન, અને જેના સંશયો કપાઈ ગયા છે એવો ત્યાગી પુરૂષ દુઃખ આપનાર કાર્યને ધિક્કારતો નથી, ને સુખ આપનાર કાર્યમાં આસકિત રાખતો નથી.૧૦

**नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।**
**यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥११॥**

દેહધારી જીવોથી કર્મનો પૂર્ણ રીતે ત્યાગ કરવો બની શકે તેમ નથી, માટે કર્મનાં ફળનો જે ત્યાગ કરેછે તે ત્યાગી કહેવાયછે. ૧૧

**अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।**
**भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥**

કર્મનું ફળ ત્રણ પ્રકારનું છે. ખરાબ, સારૂં અને મિશ્રિત કર્મનાં ફળનો ત્યાગ ન કરનારને તે ફળ ભવિષ્યમાં પ્રાપ્ત થાયછે; પણ કર્મનાં ફળનો ત્યાગ કરનારને કવચિત્ પણ તે ફળ પ્રાપ્ત થતું નથી. ૧૨

**पंचतानि महाबाहो कारणानि निबोध मे ।**
**सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ।१३।**

હે મહાબાહુ ! સર્વ કાર્યો સિદ્ધ કરવા માટે સાંખ્યશાસ્ત્રમાં જે પાંચ કારણો કહ્યાં છે તે મ્હારી પાસેથી સાંભળ. ૧૩

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् ॥ १४ ॥

શરીર, કર્ત્તા જીવ પૃથક પૃથક ઈંદ્રિયો, તેની ભિન્ન ભિન્ન ક્રિયાઓ અને પાંચમું તે તે દેહ શન્દ્રિય અને જીવને પ્રેરણા કરનારા દેવો. ૧૪

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥१५॥

શરીર, વાણી અને મનથી જે કાંઈ સારૂં અથવા ખરાબ કાર્ય માણુસ કરેછે તેનાં આ પાંચ કારણ છે. ૧૫

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥

આમ હોવાથી મૂર્ખબુદ્ધિવાળો જે માણુસ સંગ રહિત આત્માનેજ કર્ત્તા દેખેછે તે મૂર્ખ માણુસ દેખતો નથી. ૧૬

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हंति न निबध्यते ॥१७॥

જેને ' હું કર્ત્તા છું ' એવો વિચાર નથી અને જેની બુદ્ધિ લેપાયેલી નથી, તેવો મનુષ્ય જો આ લોકોને હણે તોપણ તે હણતો નથી કે બંધાતો નથી. ૧૭

**ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।**
**करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥**

---

૧—કર્મમાં દોષ નથી પણ ફલાશા કીંવા મનઃસંયોગમાં દોષ છે આ વાતને જ રૂપાન્તર થી કહીને ફલાશાનો ત્યાગ કરવો આસિદ્ધાન્તને દઢ કરે છે.

કર્મ ચોદના, અને કર્મ સંગ્રહ આ શબ્દો ગીતાના પારિભાષિક શબ્દ છે. દરેક શાસ્ત્રમાં પોતપોતાના પરિભાષિક શબ્દો હોય છે. દરેક પ્રાણીને બે જાતના દેહ મલે છે, એક સૂક્ષ્મ અને બીજી સ્થુલ દેહ.સ્થુલ દેહ સૂક્ષ્મ દેહનો ઉપચય ( વધારો ) છે, માટે જ તેને દેહ કહે છે. સૂક્ષ્મ દેહમાં જ કર્મોનો સંગ્રહ થાય છે. સ્થુલ દેહ તો મરણ પછી ભસ્મ થઈ જાય છે. પણ સુક્ષ્મ દેહમાં સંગ્રહીત ( એકઠા કરેલાં ) કર્મો જીવને જન્માન્તરમાં ફલ ભોગવાવે છે. તે કર્મોને અન્તઃકરણમાં અથવા સૂક્ષ્મ દેહમાં એકત્રિત ( એકઠા ) કરનારા ત્રણ વસ્તુ આ છે, કરણ (ઈન્દ્રિયો ) કર્મ ( દરેક જાતની ચેષ્ટાઓ ) અને કર્મ કરનાર ચેતન. આ ત્રણોમાં થી જો એકપણ ન હોય તો કર્મનો સંગ્રહ ન થાય માટે આ ત્રણે જન્માન્તરના ફલ ભોગ માટે કર્મોનો સંગ્રહ કરનાર છે. અને તેથી જ આ ત્રણેને પ્રભુએ ( **कर्मसंग्रह** ) શબ્દ થી ઓળખાવ્યા છે. કર્મ કરવાની પહેલાં એક જાતની પ્રેરણા થાય છે. ધારો કે સોનીને સોનાની વીંટી ઘડવાની હોય તો તે પહલા તેને સોનાનું, અને વીંટી કેવી રીતે થાય છે તેનું જ્ઞાન હોવું જોઈએ. તેમ વીંટીપણ જાણવા જોગ છે. તેમ જાણનાર પોતેપણ જોઈએ. બસ આ ત્રણનું નામ ગીતામાં **कर्म चोदना** કહ્યું છે. કર્મ ચોદના પહેલાં થાય છે, પછી તેના અનુસાર કર્મ સંગ્રહ થાય છે. કર્મચોદના થતી વખતે જ સંભાલવાનું છે. કર્મ ચોદના

જ્ઞાન, જાણવાનું વસ્તુ અને જાણનાર, આ ત્રણ કાર્યમાં પ્રેરનાર છે. ઈંદ્રિય, કાર્ય અને કર્ત્તા આ ત્રણ કર્મનો સંગ્રહછે.

**ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।**
**प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥१९॥**

જ્ઞાન, કર્મ અને કર્તાને ગુણના ભેદને લીધે સાંખ્યશાસ્ત્રમાં ત્રણ પ્રકારનાં કહ્યાં છે. તે પણ તું મ્હારી પાસેથી બરાબર સાંભળ. ૧૯

**सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्विकम् ॥**

મનુષ્ય જે જ્ઞાનવડે સર્વ પ્રાણીમાં એક અવિનાશીને જુએછે, અને પૃથક પૃથક પ્રાણીમાં પૃથક પૃથક નહીં એવા એકને જુએછે તે જ્ઞાન સાત્વિક જાણવું. ૨૦

---

જેવા પ્રકારની થશે તેવા પ્રકાર નોજ કર્મ સંગ્રહ થશે. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર આ ચારને અંતઃકરણ કહે છે. તે અન્તઃકરણ બધાનું ત્રણ પ્રકારનું હોય છે, સાત્વિક, રાજસ, અને તામસ. કર્મ ચોદના, અન્તઃકરણ અને જીવનું કાર્ય છે માટે તે પણ ત્રણ પ્રકારની થાય છે. અને તેના અનુસારે કર્મ સંગ્રહ પણ ત્રણ પ્રકાર નો થાય છે તે આગલના શ્લોકોમાં સ્પષ્ટ થશે.

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥२१॥

વળી જે જ્ઞાનવડે તે સર્વ પ્રાણીને જુદા જુદા દેહમાં જુદા જુદા રૂપે જુએછે તે જ્ઞાન રાજસી જાણવું. ૨૧

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

અને જે જ્ઞાનવડે દરેક પ્રાણી સંપૂર્ણ હોય તેમ અને કારણ સિવાય, તત્ત્વ જાણ્યા સિવાય, અને અલ્પ બુદ્ધિથી વળગી રહેછે તે જ્ઞાન તામસી કહેવાયછે. ૨૨

नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥

જે કર્મ શાસ્ત્ર પ્રમાણે છે, જે ફળની ઇચ્છા વિના કરવામાં આવ્યું છે, આસક્તિ વિનાનું છે, અને રાગદ્વેષથી રહિત છે તે કર્મ સાત્વિક કહેવાયછે. ૨૩

यतु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

પણ જે કર્મ અમુક ઇચ્છાથી કરવામાં આવ્યું હોય અથવા અહંકારથી કરવામાં આવ્યું હોય અથવા બહુ કષ્ટથી કરવામાં આવ્યું હોય તે કર્મ રાજસી કહેવાયછે. ૨૪

**अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।**
**मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥**

જે કર્મ પરિણામ વિચાર્યા વિના, નાશ અને હિંસા પીડાનો વિચાર કર્યા વિના ભ્રમથી પોતાના બળનો વિચાર કર્યા વિના આરંભાય છે તે કર્મ તામસી કહેવાયછે. ૨૫

**मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसम-**
**न्वितः । सिद्ध्यसिद्ध्योर्निर्विकारः**
**कर्ता सात्विक उच्यते ॥ २६ ॥**

આસકિતથી મુકત, અહંકાર વિનાનો, ધીરજ અને વિશ્વાસવાળો, અને કાર્ય સિધ્દ થાય વા નિષ્ફળ થાય તોપણ જે વિકાર વિનાનો રહે તે કર્ત્તા સાત્વિક કહેવાયછે. ૨૬

**रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।**
**हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥२७॥**

કામનાથી વ્યાકુળ ચિત્તવાળો, કર્મનાં ફળની ઇચ્છાવાળો લોભી, દુઃખ દેવાના સ્વભાવવાળો,અશુદ્ધ, હર્ષથી સુખ અને શોકથી દુઃખ માનનારો કર્ત્તા રાજસી કહેવાયછે. ૨૭

**अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।**
**विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥२८॥**

સમાન નહીં રહેનારો, વિવેક રહિત, હઠીલો, કપટી, દ્વેષી, આળસુ, નાઉમેદ થનારો અને ઢીલ કરનારો, આવો કર્ત્તા તામસી કહેવાયછે. ૨૮

**बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।**
**प्रोच्यमानमशेषण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥**

બુદ્ધિ અને ધીરનાજ ભેદ, ગુણોને લીધે ત્રણ પ્રકારના છે તે પણ સંપૂર્ણ રીતે અને પૃથક પૃથક રીતે હે ધનંજય ! તું સાંભળ. ૨૯

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।**
**बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्विकी**

પ્રવૃત્તિ અને નિવૃત્તિને તેમજ કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય કાર્યને, ભય અને અભયને, બંધ અને મોક્ષને જે બુદ્ધિ જાણેછે, તે બુદ્ધિ હે પાર્થ ! સાત્વિક છે. ૩૦

**यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।**
**अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ३१**

ધર્મને અને અધર્મને, તથા કાર્યને અને અકાર્યને જે બુદ્ધિ બરાબર રીતે જાણી શકતી નથી, તે હે પાર્થ ! રાજસી છે. ૩૨

**अधर्मं धर्ममिति या मन्यते तमसा वृता ।**
**सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ३२**

તમોગુણને લઇને જે અધર્મને ધર્મ માને અને સર્વ વસ્તુઓને વિપરીત જુએ તે બુધ્દિ હે પાર્થ ! તામસી છે.૩૨

**धृत्या यया धारयते मनःप्राणेन्द्रियक्रियाः । यो-**
**गेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी॥३३॥**

મનુંષ્ય જે અડગ ધીરજ વડે યોગથી મનને, પ્રાણને અને ઇંદ્રિયોની ક્રિયાને સંયમમાં રાખે તે ધીરજ હે પાર્થ ! સાત્વિક છે. ૩૩

**यया तु धर्मकामार्थान्धृत्या धारयतेऽर्जुन ।**
**प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ३४**

પણ હે અર્જુન ! ફળની આકાંક્ષાથી, ધર્મ, અર્થ અને કામને જે આસકિતથી વળગી રહે છે તે ધીરજ હે પાર્થ ! રાજસી છે. ૩૪

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ३५

મૂર્ખાઈને લીધે નિદ્રા, ભય, શોક, ક્લેશ અને અહંકારને જે ધીરજ તજી દેતી નથી તે ધીરજ હે પાર્થ ! તામસી છે.

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ।
अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ३६
यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ।

હે ભારતમાં વીર પુરૂષ ! સુખ પણ ત્રણ પ્રકારનું છે તે મ્હારી પાસેથી સાંભળ. જેના અભ્યાસથી મનુષ્યને આનંદ થાયછે અને જેથી દુઃખનો અંત આવેછે, તથા જે પ્રથમ વિષરૂપ છે પણ પરિણામે અમૃતરૂપ છે તે સુખ સાત્વિક કહેવાયછે અને આત્માના સુખરૂપ જ્ઞાનથી તે ઉત્પન્ન થયેલું છે. ૩૬–૩૭

विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥३८ ॥

જે સુખ ઇંદ્રિયો અને તેઓના વિષયોના સંયોગથી પ્રથમ અમૃત જેવું છે પણ અંતમાં વિષરૂપ છે, તે સુખ રાજસી કહેવાયછે. ૩૮

यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतः ॥ ३९ ॥

જે સુખ પ્રથમ તેમજ અંતમાં મનને મોહ ઉપજાવનાર છે, અને જે નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થયેલું છે તે સુખ તામસી કહેવાયછે. ૩૯

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ४०

પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા આ ત્રણ ગુણોમાંથી પૃથ્વી અથવા દેવલોકના દેવોમાંની કોઇપણ વ્યકિત મુકત નથી. ૪૦

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥

હે પરંતપ ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનાં કર્મ તેઓના સ્વભાવથી ઉત્પન્ન થયેલા ગુણ પ્રમાણે જુદાં જુદાં છે.૪૧

शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ४२

શાંતિ, આત્મનિગ્રહ, શુદ્ધિ, ક્ષમા અને વળી સીધાપણું, જ્ઞાન, વિજ્ઞાન, વેદ કહે તે બધું ખરૂં છે એવી માન્યતા; એ બ્રાહ્મણોનાં કર્મ તેના સ્વભાવથી ઉત્પન્ન થયેલાં છે. ૪૨

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥

શૂરવીરપણું, ભપકો, ધીરજ, ચપળતા, યુધ્દમાંથી પાછાં નાસી ન જવું, દાન, અને નિયમમાં રાખવાનો સ્વભાવ; આ ક્ષત્રિયનાં કર્મ તેના સ્વભાવથી ઉત્પન્ન થયેલાં છે. ૪૩

कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥४४॥

ખેતી, ગાયની રક્ષા અને વેપાર; એ વૈશ્યનાં કર્મ તેના સ્વભાવથી ઉત્પન્ન થયેલાં છે. અને સેવા, એ શૂદ્રનું કામ તેના સ્વભાવથી ઉત્પન્ન થયેલું છે. ૪૪

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छुणु ॥४५॥

પોતપોતાનાં કર્મ કરવામાં પ્રવૃત્ત થયેલો દરેક વર્ણનો મનુષ્ય સિધ્દિને પામેછે. પોતાનું કર્મ કરવાની પ્રવૃત્તિવાળો મનુષ્ય કેવી રીતે સિદ્ધિને પામે છે તે તું સાંભળ. ૪૫

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ४६

જેમાંથી સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ છે અને જેવડે આ સર્વ વ્યાપી રહ્યું છે, તે (પરમાત્મા) ની પોતાના કર્મવડે પૂજા કરીને માણુસ સિદ્ધિને પામેછે. ૪૬

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥४७॥**

પોતાનું કર્મ ગુણથી રહિત હોય તોપણ તે બીજાના સારી રીતે કરાયેલાં કર્મ કરતાં સારૂં છે. પોતાના સ્વભાવથી જે કર્મ કરવાનું હોય તે કર્મ કરવાથી પાપ લાગતું નથી.૪૭

**सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।**
**सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥**

મનુષ્યે પોતાના સ્વભાવ પ્રમાણે આવેલું કર્મ હે કુંતીપુત્ર દોષવાળું હોય તોપણ તજવું જોઇએ નહીં. જેમ અગ્નિ ધૂમાડાથી વીંટાએલો હોય છે તેમ સર્વ કાર્યો દોષથી વીંટાયેલાં છે. ૪૮

**असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।**
**नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥४९॥**

જેની બુદ્ધિ સર્વત્ર આસક્તિ વિનાની છે, જેણે મનનો નિગ્રહ કર્યો છે અને જેની ઇચ્છાઓ નાશ પામી છે તે સં-

ન્યાસથી (સર્વ કર્મના ફળના ત્યાગથી) નિષ્કામરૂપી સિદ્ધિને પામેછે. ૪૯

**सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।**
**समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥५०॥**

હે કુંતીપુત્ર ! સિદ્ધિ પ્રાપ્ત કરેલો માણુસ જ્ઞાનની ઉત્તમ દશા જે બ્રહ્મ છે તેને કેવી રીતે પામેછે તે તું મ્હારી પાસેથી ટુંકામાં સાંભળ. ૫૦

**बुद्ध्या[1] विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ।**
**शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥**
**विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।**
**ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥५२॥**

---

૧–૫૧–૫૨–અને ૫૩ આ ત્રણ શ્લોકોમાં પ્રભુએ મર્યાદા ( વેદવિધિ પ્રાપ્ત ) માર્ગના સાધન અને ફલનો નિષ્કર્ષ કર્યો છે. આ ત્રણે શ્લોકોમાં જ્ઞાનના નવ સાધન આવી ગયાં છે અને ' **ब्रह्मभूयाय कल्पते** ' કહીને જ્ઞાનનું ફલ પણ કહી લીધું છે. બસ આ માર્ગમાં દુઃખનિવૃત્તિ અને અક્ષરસ્વરૂપાત્મક આનન્દનો પ્રાદુર્ભાવજ પરમ ફલ છે. તે અહીં ' શાન્ત ' શબ્દ થી દુઃખની અત્યન્ત નિવૃત્તિ અને ' **ब्रह्मभूपाय** ' શબ્દ થી અક્ષરાનન્દનો આવિર્ભાવ કહ્યો છે. અને એજ ગુહ્યનું નિરૂપણ છે.

**अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥५३॥**

શુદ્ધ થયેલી બુદ્ધિથી યુકત થઇને, ધીરજથી મનનો નિગ્રહ કરીને, શબ્દ વગેરે બીજા ઇંદ્રિયના વિષયોને તજીને, રાગ અને દ્વેષને તજીને, એકાંતમાં રહીને, લઘુ આહાર કરીને, વાણી, કાયા અને મનને જીતીને, ધ્યાન અને યોગમાં નિત્ય પરાયણ રહીને, વૈરાગ્યનો આશ્રય કરીને, અહંકાર, બળ, અભિમાન, ઇચ્છા, ક્રોધ અને લોભને તજી દઇને, મમત્વ વિનાનો અને શાંત એવો મનુષ્ય બ્રહ્મરૂપ થવાને યોગ્ય થાયછે. ૫૧-૫૩

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं[1] लभते पराम् ॥ ५४ ॥**

---

૧—આ ઠેકાણે થી ભકિતમાર્ગનું અન્તિમ અને ક્રમવાર નિરૂપણ આવે છે માટે અમારે તે વિષયમાં કઇંક લખવું સમય પ્રાપ્ત છે. આ શ્લોકમાં ભકિતને વિશેષણ આપ્યું છે 'પરાં', તેથી માલુમ પડે છે કે 'અપરા પણ ભકિત હશે. જો કે ભકિત શબ્દમાં ભજ ધાતુનો અર્થ પ્રકરણ ગત પ્રેમાનુકુલ કાયિક વ્યાપાર છે, અને પ્રત્યયનો અર્થ પ્રેમ છે, તો પણ વ્યાકરણના અનુસારે પ્રત્યયાર્થ પ્રેમનેજ પ્રધાન માનવું પડશે. માટે સર્વથી અધિક અને સુદૃઢ જે જ્ઞાનપૂર્વક સ્નેહ તેને '**पराभक्ति**' કહે છે. જ્ઞાન ત્રણ પ્રકારનું હોય છે. તત્વજ્ઞાન, આત્મજ્ઞાન,

બ્રહ્મરૂપ થઇને, આત્માનાજ ધ્યાનમાં પ્રસન્ન રહીને, જે શોક અથવા ઇચ્છા કરતો નથી અને સર્વ પ્રાણીઓ વિષે સમાન દૃષ્ટિવાળો છે તે મ્હારી ઉત્તમ ભકિતને પ્રાપ્ત કરેછે ૫૪

---

અને પરબ્રહ્મજ્ઞાન. નાસ્તિક જેવા લોકો પ્રપંચને અસત્ય માને છે અને ( આત્માના પોતાના ) શિવાય બીજા કોઈ પરબ્રહ્મને માનતા નથી માટે તેઓને ત્યાં ' તત્વજ્ઞાન ' અને ' પરબ્રહ્મજ્ઞાન ' હોતા નથી કિન્તુ તે લોકો વાસ્તવમાં ' આત્મજ્ઞાન ' નેજ પરમ ફલ માને છે. તત્વ, આત્મા, અને બ્રહ્મનુ, પૃથક્‌પૃથક જ્ઞાન થઈને પછી આ ત્રણેની એકતાનુ ભાન થવું તે શુદ્ધ વેદોકત જ્ઞાન કહેવાય છે. પરબ્રહ્મ જ્ઞાન ( પ્રભુના ખાસ સ્વરૂપનું જ્ઞાન ) પણ તે બે પ્રકારનું છે. એક પ્રભુમાહાત્મ્ય જ્ઞાન અને બીજું પ્રભુમાધુર્ય જ્ઞાન.

પ્રભુસમ્બન્ધિ પ્રેમ, તે પ્રભુનો ધર્મ છે. કારણકે ' **आनंदं ब्रह्मणो** ' વિગેરે શ્રુતિઓમાં આનન્દને પ્રભુનો ધર્મ કહ્યો છે. અને ' **वाक्यान्वयात्** ' વેદાન્તસૂત્રના ભાષ્યમાં આનન્દ બ્રહ્મનો ધર્મ છે એમ સિદ્ધ કર્યું છે. જ્યારે પ્રેમ પ્રભુનો ધર્મ છે ત્યારે તે પ્રેમ પ્રભુ આપે તોજ મલે એમ છે. માટેજ આ શ્લોકમાં પ્રાપ્નોતિ ( પ્રાપ્ત કરે છે ) આવો પ્રયોગ ન કરતાં પ્રભુના દાન કરવા થીજ મલી શકે છે એમ ' લભતે ' ' મલે છે ' ક્રિયાનો પ્રયોગ કર્યો છે.

આવું પ્રેમ ફલરૂપ છે. અને ફલમાત્ર પ્રભુ થીજ મલે છે આ વાત ' **फलमत उपपत्तेः** ' ( ફલ પ્રભુથીજ મલે છે ) આ વેદાન્ત સુત્રના ભાષ્યમાં સ્પષ્ટ છે. તેથી પ્રભુનો પ્રેમ ( પરા ભકિત ) પ્રભુજ આપી શકે છે, તે જીવના સાધનો થી મલી શકે તેમ નથી, પ્રભુની પરાભકિત, જેના ઊપર પ્રભુનો અનુગ્રહ હોય તેને જ મલે છે. અને અનુગ્રહ

પ્રભુનો ધર્મ છે, માટે પણ પ્રભુ આપે તોજ પરાભકિત મલી શકે છે. પરાભકિત જીવ કૃતિ સાધ્ય નથી.

શ્રવણાદિ નવધા ભકિત અપરા ભક્તિ કહેવાય છે. કારણકે તેમાં કાયિક વ્યાપારના ઊપર વધારે આધાર રહે છે. અને તે જીવની કૃતિ થી થઈ શકે છે. અને તેથી તેને અપરા કહે છે. નવધા ભકિતને ભગવદ્ધર્મ પણ કહે છે. કારણકે તેમાં કવચિત્ વેદની વિધિનો સ્પર્શ છે. વેદમાં જે અવશ્ય કરવા કહ્યું હોય તે ધર્મ કહેવાય છે. શ્રવણ, સ્મરણ, વગેરેને વેદમાં જીવનાં કર્તવ્ય તરીકે કહ્યાં છે માટે તે ધર્મ છે. વેદમાં કહેલાં કર્મ યજ્ઞ, દાન, તપ, વિગેરે પણ જો પ્રભુના માટે અથવા તો પ્રભુને અર્પણ કરીને કરવામાં આવે તો તે પણ ભગવદ્ધર્મ કહેવાય છે. કારણ કે ધર્મપણું તો તેઓમાં પ્રથમથી જ છે, અને પછી પ્રભુના માટે કરવામાં આવ્યાં તેથી ભગવદ્ધમ થઈ ગયાં. વધારે તો શું પણ ' કાયેન વાચા ' આ શ્રી ભાગવતના શ્લોકનું તાત્પર્ય નિરૂપણ કરતાં શ્રી પ્રભુચરણે આજ્ઞા કરી છે કે ' જો લૌકિક કર્મોપણ પ્રભુને અર્પણ કરીને કરાય તો તે ભગવદ્ધર્મ થઈ જાય છે. કોઈ લૌકિક કામના માટે વેદોકત કર્મ કરવામાં આવે તો તે કામ્ય કર્મ અને **नकरो कर्म मार्ग** કહેવાય છે. જો ફલાસકિત મુકીને કામના રહિત થઈને પોતાનું કર્તવ્ય સમજીને વેદોકત કર્મ કરવામાં આવે તો તે **निष्काम कर्म मार्ग** અથવા તો નિવૃત્ત માર્ગ કહેવાય છે. અને જો પ્રભુના માટે અથવા પ્રભુને અર્પણ કરીને વેદોકત યજ્ઞ, દાન, તપ, શ્રવણ, સ્મરણ, આદિ કર્મ કરવામાં આવે તો તે **भगवद्धर्म** કહેવાય છે. ' **ब्रह्मण्याधाय कर्माणि** ' ' **यत्करोषि** ' **मदर्थमपि कर्माणि** ' વિગેરે શ્લોકોમાં પ્રભુએ પ્રભુના માટે અને પ્રભુને અર્પણ કરીને કર્મ કરવાનું કહ્યું છે માટે ગીતામાં ભગવદ્ધર્મોનું પ્રધાન નિરૂપણ છે.

પ્રભુમાં પ્રેમ થવાની પહેલાં જો શ્રવણાદિ કરવામાં આવે છે તો તે વખતે તે પણ ભગવદ્ધર્મ અથવા અપના ભકિત કહેવાય છે. પણ પ્રભુમાં પ્રેમ થયા બાદ પોતાના વ્યસન થી સહજ સ્વભાવથી કરવામાં આવે ત્યારે તેનો પરાભકિતમાં જ અન્તર્ભાવ થાય છે. પરાભકિત (પ્રભુસ્નેહ) પ્રભુનો અનુગ્રહ હોય તોજ મલે છે, આ વાત અમે પૂર્વમાં કહી આવ્યા છીએ. અહિંયા એટલો પ્રશ્ન થાય છે કે જો કેવલ અનુગ્રહ થીજ પરાભકિત મલતી હોય તો પછી તેના માટે સાધન શું કરવા કરવાં. અને જો એમ હોય તો પછી અનુગ્રહ માગમાં સાધનો નો નાશજ ગણાય. અને પછી નવધા ભકિત,કે તનુજા સેવા, બન્ને કરવાની કંઈ જરૂર રહતી નથી. અને પછી તનુજા સેવાનું જે સાધન ભાકત નામ છે તે ખોટું થઈ જાય છે. તેનું ઉત્તર એમ સમજવું કે જેવી રીતે વેદમાં કહ્યું છે કે 'બ્રાહ્મણોએ વિના પ્રયોજન પણ ષડંગ સહિત વેદ ભણવા જ જોઈએ અને જાણવા પણ જોઈએ 'તેવી રીતેજ ભગન્માર્ગમાં પણ પ્રભુ ભકતને ભગવદ્ધર્મોનું આચરણ કરવુંજ જોઈએ ફલ થાય કે ન થાય પણ તેનું કર્તવ્ય તો એટલુંજ કે તે પ્રભુની ભકિત કરે. અને તેવાજ અધિકારિયો ભગન્માર્ગના અધિકારી કહેવાય છે. જે લોકો ફલ મલે તો ભકિત કરિએ એમ ચાહે છે તે ભગવન્માર્ગમાં આવવા લાયક જ નથી. તેવાઓની તો શાસ્ત્રમાં નિન્દા કરી છે. જેવીરીતે ઘટ બનાવતી વખતે ચાક ડોરડું, દણ્ડ, લુંગડું વિગેરે સાધનો જોઈએ છીયે કારણકે તે ઘટના કારણ છે. ફલને ઉત્પન્ન કરે તે કારણ કહેવાય છે. ઘટ બનવું તે ફલ છે. અને તે ચાક વિગેરે થી બને છે માટે તે તે ઘટનાં કારણ કહેવાય છે. એમ છતાં પણ જો કુંભાર હાથવતી ચાકને નહીં ફેરવે તો કામ નહિં ચાલે એ હાથવતી ચેષ્ટા કરવી તેને વ્યાપાર કહે છે. ઘટ બનવામાં વ્યાપારનો પણ ઉપયોગ થાય છે. તેમ જ ભકિત માર્ગમાં સમજવું. અનુગ્રહ કારણ છે

भक्त्या मामभिजानाति यानान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशेते तदनंतरम् ॥५५॥

---

પ્રભુનું પ્રેમ ( ભકિત ) ફલ છે. અનુગ્રહ થીજ ભકિત મલે છે, છતાં પણ વ્યાપારની પેઠ ભગવદ્ધર્મ તનુજા સેવા વિગેરેનો ઉપયોગ છે જ. ફલ આપવું તે સ્વામીનો ધર્મ છે. સ્વામી પરમદયાલુ છે. જો તે સેવા કર્યા સિવાય કોઈ ને પણ ફલ ન આપે તો પછી તેની દયાલુતાને શરમાવવું પડે, માટે દયાલુ પ્રભુ જો ભક્તિ કરો તોય અને નહિં કરો તો પણ જેના ઊપર કૃપા કરવી હશે તેને ભકિતરૂપ ફલ આપશેજ, પણ તે જીવના સાધન બલ થી મલી નથી પણ પ્રભુના અનુગ્રહ થીજ મલી છે એમ જાણવું. ભકિત અથવા ભગવદ્ધર્મ, સાધન કેમ કહેવાય છે એમ જો સન્દેહ હોય તો ત્યાં એમ સમજવું કે કેટલેક વખતે પ્રભુ સાધન કરાવીને અથવા સાધન કર્યા પછી ભકિત આપે છે માટે ( તદનન્તર ભાવિત્વેન ) તદનંતર પ્રભુમાં પ્રેમ થવાથી તે સાધન કહેવાય છે. માટે ફલ તો પ્રભુના અનુગ્રહ થીજ મલે છે આ ભગવન્માર્ગનો સિદ્ધાન્ત છે. તેથી પ્રભુએ આજ્ઞા કરી છેકે અક્ષર બ્રહ્મરૂપને પ્રાપ્ત થયેલ આત્મા મ્હારી પ્રેમલક્ષણા ભકિતને મેલવે છે. અર્થાત્—હું આપુ છું અને તે ગ્રહણ કરે છે.

૧—પૂર્વ શ્લોકમાં જીવને સર્વ દુઃખ નિવૃત્તિ પૂર્વક અક્ષરાનન્દ પ્રાપ્તિ થવાથી તે બ્રહ્મરૂપ થાય છે, અને તેથી અધિકારી હોવાથી તેને પ્રભુની ભકિત મલે છે, એમ કહી આવ્યા હવે આ શ્લોકમાં તેનું પ્રભુ ( શ્રીપુરૂષોત્તમ ) માં સાયુજ્ય થાય છે એમ બતાવે છે. ' **निष्टम्याहमिदं** ' વિગેરે શ્લોકો થી પ્રભુ પોતાના શ્રીમુખ થી સિદ્ધ કરી આવ્યાકે સાકાર

ભકિતવડે હું જેટલો અને જેવો છું તે યથાર્થ રીતે તે જો તે છે, અને યથાર્થ રીતે મ્હને જોઈને તે મ્હારામાં પ્રવેશ કરેછે. ૫૫

**सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।**
**मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥**

નિત્ય સર્વ કામ કરતો છતો, મ્હારે શરણે રહેતો, મ્હારી કૃપાથી તે હમેશના અવિનાશી પદને પામેછે. ૫૬

---

બ્રહ્મજ સર્વત્ર વ્યાપક છે, નિરાકાર નહિં. પોતે જેવા છે તેવાને તેવા સર્વના કારણ છે અને વ્યાપક છે એમ દરેક ઠેકાણે **अहं** શબ્દ અને **मां** શબ્દોના કહેવાનો મતલબ છે. તેથી અહિંયા પણ **मां** શબ્દ **થી** એમ કહેવાયનું તાત્પર્ય છે કે 'મ્હારો ભકત તે મ્હારી ભકિત દ્વારા 'તત્વત:' પ્રત્યક્ષ રીતે ( અલૌકિક દૃષ્ટિથી ) સાકાર વ્યાપક એવા મને 'અભિજાનાતિ' સર્વ 'ઠેકાણે જુએ છે.' મર્યાદા દ્વારા સ્વીકાર થવાથી કિંવા અનુગ્રહ દ્વારા સ્વીકાર થવાથી પ્રેમની પરાકાષ્ટામાં પ્રભુના સર્વત્ર દર્શન થાય છે. અને ત્યારે જ તેને 'સાયુજ્ય' પરબ્રહ્મમાં પ્રવેશ અથવા તો સહયોગ ( લીલા પ્રવેશ ) ની પ્રાપ્તિ થાય છે તે અહીં '**विशते तदनन्तरम्**' આ પદ થીં સ્પષ્ટ નિરૂપણ કર્યું છે,

અભિજ્ઞાન ( અભિજાનાતિ ) પ્રત્યક્ષ અનુભવ પણ બે પ્રકારનો હોય છે. માનસિક અને બાહ્ય. આ શ્લોકમાં તે બન્ને જાતનો સંગૃહીત છે એમ જાણવું.

૧—અહીં થી કલિયુગના જીવોના અધિકારના અનુસારે પ્રભુ શરણ માર્ગનું નિરૂપણ કરે છે અન્ત સુધી.

**चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।**
**बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥**

મનથી સર્વ કર્મ મ્હને અર્પણ કરીને, મ્હારે પરાયણ થઇને, અને બુદ્ધિયોગને આશ્રય કરીને, નિત્ય મ્હારૂંજ ચિંતન કર. ૫૭

**मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।**
**अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥५८॥**

મ્હારૂં ચિંતન કરતાં મ્હારી કૃપાથી તું સર્વ મુશ્કેલીઓને તરી જઇશ, પણ જો અહંકારને લીધે તું મ્હારૂં સાંભળીશ નહીં તો ત્હારો નાશ થશે. ૫૮

**यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।**
**मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥**

અહંકારનો આશ્રય કરીને હું યુદ્ધ નહીં કરૂં એમ તું માનેછે; પણ ત્હારોએ નિશ્ચય મિથ્યાછે. ત્હારો સ્વભાવજ ત્હને જરૂર પાડશે. ૫૯

**स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।**
**कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत्**

હે કુંતીપુત્ર ! ત્હારા પોતાનાં સ્વભાવથીજ ઉત્પન્ન થયેલા ત્હારા કર્મરૂપી બંધનથી, જે તું મોહને લીધે કરવા ઇચ્છતો નથી તે ત્હારે ખચિત કરવું પડશે. ૬૦

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ ६१ ॥**

હે અર્જુન ! ઇશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં છે; તેની માયાથી જાણે કુંભારના ચાકડા ઉપર ચડાવેલા હોય તેમ સર્વ પ્રાણીઓને તે ભ્રમણ કરાવેછે. ૬૧

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत । तत्प्रसा-**
**दात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ६२ ॥**

હે ભારત ! સર્વ પ્રકારે તું તેને શરણે જા તેની કૃપાથી તું ઉત્તમ શાંતિ અને અવિનાશી સ્થાન પ્રાપ્ત કરીશ. ૬૨

**इति ते ज्ञानमाख्यातं गुह्योद्गुह्यतरं मया ।**
**विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥**

આ પ્રમાણે ગુહ્યથી પણ ગુહ્ય એવું જ્ઞાન મેં ત્હને કહ્યું; તેનું પૂર્ણ રીતે મનન કરીને જેમ યોગ્ય લાગે તેમ તું કર. ૬૩

---

૧—અહિં સુધી ગુહ્ય ( જ્ઞાનમાર્ગ ) થી પણ ગુહ્ય ભક્તિમાર્ગનું નિરૂપણ કર્યું હવે આગલ ગુહ્યતમનું નિરૂપણ કરે છે.

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम्

સર્વથી વધારે છુપું એવું મ્હારૂં ઉત્તમ વચન તું ફરીથી સાંભળ. તું મ્હને પ્રિય છે અને દૃઢ મનવાળો છે, તેથી ત્હારા હિતને માટે હું ત્હને કહીશ. ૬૪

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ६५
सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः

મ્હારામાં મનવાળો થા, મ્હારો ભકત થા, મ્હારૂં પૂજન કર, અને મ્હને નમસ્કાર કર, તેથી તું મ્હનેજ પામીશ. હું મ્હારા સત્યની પ્રતિજ્ઞા કરૂંછું. તું મ્હને પ્રિય છે. ૬૫

સર્વ સ્વધર્મોનો પરિત્યાગ કરીને મ્હારે એકલાને શરણે આવ. શોક કર મા, હું ત્હને સર્વ પાપથી મુકત કરીશ. ૬૬

---

૧—ભગવદ્ધર્મ હોય કે પછી સેવા હોય, પણ જો પોતાને સ્વતન્ત્ર કર્તા ( અહંતા ) માનીને અને લૌકિક ફલોમાં આસકિત રાખીને, વેદોકત કર્મો પણ અન્ય દેવતાઓને પ્રસન્ન કરવા માટે છે એમ જાણીને, જો કરવામાં આવે તો તે ભગવદ્ધર્મ અથવા તો તે સેવા પ્રભુની પ્રાપ્તિ કરાવી શકતી નથી, માટે પ્રભુ તે વાત છોડાવાના હેતુ થી મુખ્ય ભકિત

માર્ગનો ઉપદેશ કરે છે, અર્જુન ! બીજા બધા લોકો અનેક કામનાઓમાં કિંવા ફલોમાં મન રાખતા હોય પણ તું તો મ્હારામાં મન રાખ, અર્થાત સર્વ કામનાઓની કામના, અને સર્વ ફલોનું ફલ, પ્રભુ છે એમ દૃઢ નિશ્ચય કર. અને બીજાઓ ભલે પોત પોતાની કામનાઓને વશ થઈને અન્ય દેવતાઓનો આશ્રય લે પણ તું તો એક મ્હારોજ ભકત થા. અર્થાત્ મ્હારી સેવા કર વેદોકત બધાં કર્મોને મ્હારામાટે અથવા મ્હને અર્પણ કરીનેજ કર. અથવા સર્વ યજ્ઞોનો ભોકતા મ્હારો પ્રભુ છે એમ જાણીને યજ્ઞાદિ કર. હું સ્વતન્ત્ર છું આવી દુર્ભાવનાને છોડીને મ્હને નમન કર, એટલે પ્રભુ મ્હારા સ્વામી છે; હું તેમનો દાસ છું, આવી ભાવના થી સદા મ્હારામાં દૈન્ય રાખ. જો આ મુખ્ય ભકિત માર્ગનો આચરણ કરીશ તો તું મ્હારા સાયુજ્યને કીંવા મ્હારા સહયોગને પામીશ.

હવે આ છેલ્લી વખતે પ્રભુ કલિયુગના જીવો ઊપર અનુગ્રહ કરીને અનુગ્રહ માર્ગનો મુખ્ય ઉપાય શરણ માર્ગનો ઉપદેશ કરે છે, ' **सर्व धर्मान्** '

શ્રુતિ સ્મૃતિ પુરાણ વિગેરે શાસ્ત્રોમાં કહેલા અહિંસા, સત્ય, માતૃ-પિતૃસેવા ધર્મ, ગુરૂસેવા ધર્મ, યજ્ઞયાગ ધર્મ, દાન ધર્મ, સંન્યાસ ધર્મ, જો મ્હારે શરણે જવામાં કે મ્હારા સ્નેહમાં નડતા હોય તો તે બધાઓનો સારી પેઠે ત્યાગ કરીને તું એક મ્હને શરણે આવ. પતિવ્રતાનો ધર્મકે સાસુ સસરા વિગેરે મ્હોટાઓની સેવા કરે, સોક ( સવત )માં પણ પોતાની બેન જેવો વ્હાલ રાખે, બીજા જે પોતાના ધણીના માનીતા હોય તેનો પણ સત્કાર કરે, પણ જો તે બધા પોતાના ધણીના પ્રેમમાં આડા આવતા હોય તો બધાનો ત્યાગ કરીને એક પતિનો દૃઢ આશ્રય કરે, તેમ જ ભકતનો ધર્મ છે. એમ સંક્ષેપમાં સમજી લેવું. પ્રહ્લાદે પિતાનો,

બિભીષણે મ્હોટા ભાઈનો, ભરતે માનો, બલિરાજાએ ગુરૂનો અને કેટલાક ગોપીજનોએ તેવા પતિઓનો ભગવત્સ્નેહમાં આડા આવતાં તરત પરિત્યાગ કર્યો છે, આ વાત ઈતિહાસ થી સ્પષ્ટ જણાય છે.

પ્રભુને શરણે જવું તો કંઈક ભેટ લઈને જવુ. આ ભકિતમાર્ગની મર્યાદા છે. પણ જીવની પાસે પોતાનું શું છે જે ભેટ કરી શકે, દેહેન્દ્રિયાદિ સમસ્તરૂપ પ્રપંચ પ્રભુનોજ છે અને પ્રભુજ છે. માટે પ્રપંચમાં આવીને જીવે પોતાના માનીને અનેક કર્મો કર્યાં છે અને તે એની પાસે એની પોતાની જેવી મિલકત છે. તે અનેક લૌકિકા લૌકિક કર્મોને પ્રભુને ભેટ-અર્પણ ( પરિત્યજ્ય ) કરીને પ્રભુને શરણેજવું એમ પણ આ શ્લોકનું તાત્પર્ય જણાય છે. ' પરિત્યજ્ય ' અને સંન્યાસનો અર્થ સરખોજ છે. સંન્યાસનો અર્થ અર્પણ થાય છે આ વાત અમે પહેલા કહી આવ્યા છીયે. તેમજ પરિત્યાગનો પણ અર્થ થાય છે. પરિ એટલે એકદમ અર્થાત કર્મો કરી પોતાની પાસે ન આવી શકે એવી રીતે જે તેઓનો ત્યાગ તે પરિત્યાગ કહેવાય. ફલની કામનાઓ માટે અથવા તો દેવતા પ્રીતીને માટે કર્મો કર્યા હોય તો તેનો એકદમ ત્યાગ થાય નહિં, કારણ કે કામના જીવને ફરીથી જન્મ આપે છે, અને દેવતાઓ પણ જો પ્રભુ થી જુદા માન્યા હોય તો અનિત્ય છે માટે બન્ને રીતીથી જીવની પાસે પાછા કર્મો આવી જાય છે પણ જો તે કર્મોનો પ્રભુની પાસે ત્યાગ કર્યો ( ભેટ કર્યો ) હોય તો પછી તે પાછા આવતા નથી અને તેથી તેજ અસલ પરિત્યાગ કહી શકાય.

શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે ' **सत्यं दिशत्यर्थितमर्थितो नृणां नैवार्थदो यत्पुनरर्थिता यतः । स्वयं विधत्ते भजतामनिच्छतामिच्छापिधानं निजपादपल्लवम् ॥** ' દેવતા ગણ, જયારે કોઈ તેનો ભકત તેઓની પાસે કંઈ માંગે તો તે તેઓને આપે છે માટે તે દેવતાઓ દાતા છે આ વાત

**इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।**
**न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ६७**

કદાપિ પણ ત્હારે, તપ ન કરનારને, ભકત ન હોય તેવાને, શ્રવણ ન કરે તેવાને અથવા જે મ્હારી નિન્દા કરે તેને આ કહેવું નહીં. ૬૭

**य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।**
**भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥६८॥**

---

ઠીક છે, પણ ખરી રીતે જોતાં તો તે દાતા ન કહી શકાય કારણકે માગનારને ફરી થી જન્મ થાય અને બીજા જન્મમાં પાછી કામનાઓ રહી આવે છે અને તેથી પાછો તે માગતોજ રહે છે, કિંન્તુ હે પ્રભો આપ તો આપના ભકતોને, નહિં ચાહતાં પણ પોતાનું ચરણ કમલરૂપ મનોરથનું દાન એવું તો આપો છો કે જેથી તે ફરી માગવું ચાહતા જ નથી. એટલે પ્રભુનુ ચરણ કમલરૂપ મોક્ષ મલી જવાથી જીવનું જન્મ થતું નથી અને ત્યારે જીવ કામનાઓ અને કર્મો થી છુટી જાય તેથી કર્મોનો એવે ઠેકાણે પરિ–સંમ્યક–ત્યાગ—ન્યાસ–કરવો કે ફરી થી પાછા તે આપણી પાસે નઆવે. અને તેજ પરિત્યાગ કહી શકાય. માટે ' **सर्व धर्मान्** ' શ્લોકનો આ પણ અર્થ ઠીક છે કે સર્વ કર્મમાત્ર પ્રભુને અર્પણ કરીને પ્રભુને શરણે જવુ. '

આ શ્લોક ઉપર ઘણા આચાર્ય શ્રી ઓએ અને પંડિતોએ ટીકા ટિપ્પણ કર્યાં છે માટે વિશેષ જીજ્ઞાસા હોય તો તે તે ગ્રન્થો જોવા.

આ પરમ ગુહ્ય મ્હારા ભક્તોમાં કહેશે તે મ્હારી ઉત્તમ ભક્તિ કરીને ખચિત મ્હને પામશે. ૬૮

**न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।**
**भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि॥६९॥**

તેના કરતાં મ્હારૂં વધારે પ્રિય કાર્ય કરનારૂં મનુષ્યોમાં બીજું કોઇ નથી, અને પૃથ્વી ઉપર તેના કરતાં મ્હને કોઇ વધારે પ્રિય થશે નહીં. ૬૯

**अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।**
**ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥७०॥**

આપણા આ પવિત્ર સંવાદનો જે અભ્યાસ કરશે તેણે ભક્તિની સમજાવે યજ્ઞથી મ્હારી પૂજા કરી છે એવું મેં માનેલું છે. ૭૦

**श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः । सोऽपि**
**मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ७१**

વળી શ્રદ્ધાવાન અને નિન્દા નહીં કરનારો એવો માણસ જો આ સાંભળશે, તો તે પણ પાપથી મુક્ત થઇને પુણ્યકર્મવાળાને મળતા તેજસ્વી લોકને પામશે. ૭૧

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रणष्टस्ते धनंजय ॥ ७२ ॥

હે પાર્થ ! આ તેં એકાગ્ર મનથી સાંભળ્યું ? હે ધનંજય અજ્ઞાનથી થયેલો ત્હારો મોહ ( ભુલ ) નાશ પામ્યો ? ૭૨

अर्जुन उवाच । અર્જુન બોલ્યાઃ—

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥७३॥

હે અચ્યુત ! મ્હારો મોહ નાશ પામ્યો છે, તમારી કૃપાથી મ્હને જ્ઞાન મળ્યું છે. હું દઢ છું. મ્હારા સંદેહ દૂર થયાછે તમારી આજ્ઞા પ્રમાણે હું વર્તીશ. ૭૩

संजय उवाच ॥ સંજય બોલ્યાઃ—

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

વાસુદેવ અને મહાત્મા પાર્થનો આ અદ્ભુત અને રૂંવાડાં ઉભાં કરે તેવો સંવાદ મેં આ પ્રમાણે સાંભળ્યો. ૭૪

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ।

વ્યાસની કૃપાથી યોગના ઇશ્વર શ્રીકૃષ્ણે જે આ ગુહ્ય અને ઉત્તમ યોગ ઉપાય મ્હારી દૃષ્ટિ સમીપ કહયો તે મેં સાંભળ્યો. ૭૫

**राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।**
**केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥७६॥**

હે રાજા ! આ અદ્ભુત અને પવિત્ર એવા કેશવ અને અર્જુનનાં સંવાદને યાદ કરી કરીને હું વારંવાર આનંદ પામુંછું. ૭૬

**तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः । विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥ ७७ ॥**

હરિનું તે અતિ અદ્ભુત સ્વરૂપ યાદ કરી કરીને હે રાજા! મ્હને ઘણો વિસ્મય થાયછે અને હું વારંવાર આનંદ પામુંછું. ૭૭

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।**
**तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥**

યોગના ઇશ્વર શ્રીકૃષ્ણ જ્યાં છે, અને ધનુષ્ય ધારણ કરનારા અર્જુન જ્યાંછે, ત્યાં લક્ષ્મી, વિજય, સુખ અને રાજ્યનીતિ નિશ્ચયપૂર્વક છે; આ મ્હારો મત છે. ૭૮

इति श्रीमद्भगद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे संन्यासयोगोनामाष्टादशोऽध्यायः ॥ १८ ॥

આવીરીતે શ્રીભગવાને કહેલા ઉપનિષદોમાં બ્રહ્મવિદ્યાના કર્મયોગ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણાર્જુન સંવાદમાં ભક્તિસંન્યાસયોગ નામનો અઢારમો અધ્યાય સંપુર્ણ થયો છે.

સમાપ્ત ।